શેઠ ગીરધરલાલ શંકરભાઈના વિધવા[illegible]

જ્ઞાનફંડ [illegible]

શ્રી

# જૈન સ્તુતિ

અને

# બોધ સંગ્રહ



છપાવી પ્રસિદ્ધ કરનાર :

**પરીખ ભોગીલાલ જમનાદાસ**

સારંગપુર, તળીયાની પોળ-અમદાવાદ.



કીંમત અઢી આના (જ્ઞાનખાતા માટે)

॥ શ્રી પાર્શ્વનાથાય નમઃ ॥

# શ્રી જૈન સ્તુતિ

અને

# બોધ સંગ્રહ.



પ્રયોજક:

દરિયાપરિ સંપ્રદાયના મુનિ
શ્રી ઈશ્વરલાલજી મહારાજના સુશિષ્ય
**મુનિ શ્રી છગનલાલજી.**

આવૃત્તિ ચોથી સંવત ૧૯૯૭
વીર સં. ૨૪૬૬
પ્રત ૨૦૦૦ સને ૧૯૪૧

કીંમત રૂા. ૦-૨-૬

# પ્રસ્તાવના.

સુજ્ઞ ધર્માત્માઓ ! મુનિ શ્રી છગનલાલજી મહારાજ તરફથી જુદા જુદા વિષયોના સંગ્રહરૂપ 'શ્રી જૈન સ્તુતિ અને બોધસંગ્રહ' નામે આ પુસ્તક આપના હસ્તકમળમાં આવે છે.

આ પુસ્તકમાં ચાર ભાગ છે. પ્રથમ ભાગમાં છંદ સંગ્રહ; બીજામાં—આત્મબોધ, પુચ્છિસુણં, પ્રસ્તાવિક ગાથાઓ, અધ્યયન, ભક્તામર, કલ્યાણમંદિર, ચિંતામણીપાર્શ્વનાથ, ઉવસગ્ગહરં, ઘંટાકરણ સ્તોત્ર, રત્નાકર પચીશી અને પ્રજ્ઞા પ્રકાશ; ત્રીજામાં-ક્ષમાપના ગૌતમ પુચ્છા, આયંબીલ સંથારાની વિધિ, જીવરાશી, હાલરડાં અને દિવાળીનું સ્તવન; અને ચોથામાં—ઉપદેશી દોહરા, સ્તવન, ભજન, ઘોળ વિગેરેનો સમાવેશ કરી મુખ્યતઃ આત્માની ઉન્નતિ કેમ થાય તેવા વિષયની સુંદર ગુંથણી કરવામાં આવી છે અને આવા સંગ્રહ માટે આપણે તેઓશ્રીને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

જૈન દર્શનરૂપી મહાસાગરનો મહીમા આ ન્હાના પુસ્તકમાં ન ઉતરે, છતાં એ સાગરની મીઠી મંદ મંદ લ્હેરો દરેક અનુભવે અને તેમના આત્માના ઉન્નત ગુણો અંકુરિત થાય એવી આશાથી આ 'બોધ સંગ્રહ' રજુ કરેલ છે. આશા છે કે, દરેક વિષયના એકત્રિત સંગ્રહરૂપ આ પુસ્તક સમાજમાં અધિક આદરને પાત્ર નીવડશે.

**આ** પુસ્તક પ્રસિદ્ધિમાં સ્વર્ગસ્થ **શાહ મણીલાલ હરીલાલ**ના સ્મરણાર્થે તેમના ભાભી **બાઇ સમરત** બ્હેને તેમજ મેથીવાળા શા. **વીરચંદભાઈ હરજીવનદાસે** સારી રકમ આપી મોટું પુણ્ય ઉપાર્જન કરેલ છે, કેમકે જ્ઞાન માર્ગે પોતાનો દ્રવ્યનો વ્યય કરવો તે કંઇ જેવી તેવી બીના નથી જ્ઞાન દાન એ સર્વોત્તમ દાન છે.

સૌથી અગત્યની બાબત એ છે કે, મુનિશ્રી છગનલાલજી મહારાજે જૈન સમાજ ઉપર જે ઉપકાર કર્યો છે તે અવર્ણનીય છે. આવી રીતે સમયનો સદુપયોગ કરવા માટે તેઓશ્રીનો તેમજ તેઓશ્રીના

ગુરૂ શ્રી ઇશ્વરલાલજી મહારાજનો પણ અત્યન્ત આભાર માનવો ઘટે છે.

છેવટ, મહાત્માશ્રીએ સમાજ ઉપર જે ઉપકાર કર્યો છે તે આટલેથીજ પુરો નહિં થતાં, આગળ વધે અને આ પ્રકારની સેવા ચીર સમય સુધી ચાલુ રહે, એવા સદ્‌ભિલાષ સાથે આ પ્રસ્તાવના પુરી કરૂં છું.

મહાવીરજયંતિ, ૧૯૯૧
સારંગપુર-તળીયાની પોળ
**અ મ દા વા દ.**

**વાડીલાલ કાકુભાઇ સંઘવી**

---

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

**સુજ્ઞ બંધુઓ!**

શ્રી 'જૈન સ્તુતિ અને બોધસંગ્રહ' પુસ્તક ટુંક સમયમાં બીજી આવૃત્તિરૂપે, વિષયોના **અનુક્રમમાં** અમુક ફેરફાર સાથે, બહાર પડે છે.

પ્રથમ આવૃત્તિ વખતે "દરેક વિષયના એકત્રિત સંગ્રહરૂપ આ પુસ્તક સમાજમાં અધિક આદરને

પાત્ર નીવડશે " એમ કુદરતી લખાયેલ અને બન્યું પણ તેમ જ !

છ માસ જેટલા સમયમાં આ પુસ્તકની ઉપરા ઉપરી માગણી ચાલુજ રહેવાથી, ફરી છપાવી બહાર પાડવામાં ધર્મપ્રેમી બંધુઓએ જે ઉદારતા બતાવી છે; તે ભાગ્યેજ વીસરી શકાશે.

આવા કાર્ય પાછળ ગુરૂ શ્રી ઇશ્વરલાલજી મહારાજની કૃપાથી, મુનિ શ્રી છગનલાલજી મહારાજનો પ્રયાસ ચાલુજ છે અને તે સ્તુત્ય છે.

પ્રભુ, આવા કાર્ય પાછળ દ્રવ્ય વ્યય કરવાની સન્મતિ દરેક આત્માર્થીમાં પ્રેરે, એવી ભાવના સાથે,

હું છું, આપનો,

ધૂળેટી, સંવત ૧૯૯૨<br>
સારંગપુર, તળીયાની પોળ<br>
અમદાવાદ.

**વાડીલાલ કાકુભાઇ સંઘવી**

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

**સુજ્ઞ બંધુઓ !**

આ પુસ્તકની એક વર્ષમાં, બે આવૃત્તિની મળી, ત્રણ હજાર નકલ ખપી જતાં, જેમ ઉપરા ઉપરી માગણી ચાલુજ રહી તેમ ધર્મપ્રેમી બંધુઓનો ધર્મપ્રેમ વધતોજ ગયો અને જીજ્ઞાસુ બંધુઓની ઇચ્છાને માન આપી, શેઠ ગીરધરલાલ શંકરલાલની વિધવા જેઠીબાઇ જ્ઞાનફંડની મદદથી આ ત્રીજી આવૃત્તિ યોગ્ય સુધારા સાથે બહાર પાડવામાં આવે છે.

આશા છે કે, જ્ઞાનદાનના શોખીનો આવા પુસ્તકનો આથી પણ વધારે ફેલાવો થાય તેમ કરવા યોગ્ય કરશે, એવી ભાવના સાથે,

દેવદીવાળી,<br>સં. ૧૯૯૩<br>**અમદાવાદ.**

હું છું આપનો,<br>**વાડીલાલ કાકુભાઈ સંઘવી**

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

ધર્મપ્રેમી બંધુઓ !

આ પુસ્તકનું એવી કોઇ સુપળે કાર્ય શરૂ કરવામાં આવ્યું કે, દર વર્ષે એક એક આવૃત્તિ છપાવી બહાર પાડવાની ફરજ પડી અને આજે આ ચોથી આવૃત્તિ બહાર પાડતાં ઘણોજ સંતોષ અને આનંદ થાય છે, પરંતુ દીલગીરી એટલીજ કે, આ આવૃત્તિ છપાવવાનું શરૂ કરતાં પહેલાં આ પુસ્તકના પ્રયોજક દરીયાપુરી સંપ્રદાયના મુનિશ્રી ઇશ્વરલાલજી મહારાજના **સુશિષ્ય મુનિશ્રી છગનલાલજી** મહારાજ સં. ૧૯૯૬ ના અષાડ શુદ ૧૪ ના રોજ વડોદરા મુકામે અચાનક કાળધર્મને પામી ગયા છે, એ ખરેખર ખેદનો વિષય છે, પરંતુ આવા આદરણીય પુસ્તકને જૈન સમાજ સમક્ષ મુકી, પોતે પોતાનું નામ અમર કરી ગયા, એથી આનંદ માનવો ઘટે છે.

લડાઈને લઈ કાગળ વિગેરેની સતત્ મોંઘ-વારીને લઈ પુસ્તકની ૭ આના પડતર કીંમત થવા છતાં જીજ્ઞાસુ બંધુઓની ઇચ્છાને માન આપી આ ચોથી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે ને તેની ન છુટકે બે ને બદલે અઢી આના કીંમત રાખવી પડી છે, પરંતુ તેની ઉપજ આવા પુસ્તકો પાછળ જ વાપરવાની હોઈ જ્ઞાનદાનના શોખીનો આવા પુસ્તકનો આથી પણ વધારે ફેલાવો થાય તેમ કરવા યોગ્ય કરશે, એવી ભાવના સાથે,

વસંત પંચમી
સંવત ૧૯૯૭
**અમદાવાદ.**

હું છું આપનો,
**વાડીલાલ કાકુભાઈ સંઘવી**



# વિષયાનુક્રમણિકા

---

## વિષય.

**ભાગ ૧ લો**—પંચ પરમેષ્ટિને નમસ્કાર, આનુપૂર્વિ, ચોવીસ તીર્થંકરના નામ, ચાર શરણાં, સાધુ વંદણા, લઘુ સાધુ વંદણા, નવકારનો છંદ, સિદ્ધ પરમાત્માની સ્તુતિ, શાન્તિનાથના છંદ, પાર્શ્વનાથના છંદ, ચોત્રીસો યંત્ર-છંદ, પાસઠીયો યંત્ર-છંદ, શ્રી મહાવીર સ્વામીના છંદ, શ્રી ગૌતમસ્વામીના છંદ, તાવનો છંદ ૧-૮૮

**ભાગ ૨ જો**— ઘંટાકરણ સ્તોત્ર, ઉવસગ્ગહરં સ્તોત્ર, વિષહર મહામંત્ર, કલિકુંડ સ્તોત્ર, ચિંતામણી

સ્તોત્ર, કલ્યાણ મંદિર સ્તોત્ર, ભક્તામર સ્તોત્ર, પ્રજ્ઞા પ્રકાશ, રત્નાકર પચીશી, પુચ્છિસુણં, પ્રસ્તાવિક ગાથાઓ, દશ વૈકાલિક સૂત્રના ચાર અધ્યયન, ઉત્તરાધ્યયન સૂત્રનું ત્રીજું-ચોથું અધ્યયન. ૮૮-૧૫૪

**ભાગ ૩ જો**—ગૌતમ પૂચ્છા, બારવ્રત, છપ્પા, ક્ષમાપના, આત્મજ્ઞાન, અઢાર પાપસ્થાનક, બાર ભાવના, ચતુર્દશ નમસ્કાર, ચત્તારી મંગલં, જીવરાશી, સંથારાની વિધિ, પચ્ચખાણ વિધિ, ચૌદ નિયમ, ચોત્રીસ અસજ્ઝાય, બત્રીસ સિદ્ધાંતનાં નામ, નવપદ આયંબીલ વિધિ, પ્રાર્થના, ઉપદેશી દોહરા, ચેત ચેત નર ચેત, કરો હંસના કામ, સોળ સતીનો છંદ, નામ, શિયળની સજ્ઝાય. ૧૫૫-૨૪૮

**ભાગ ૪ થો**—શ્રી મહાવીર જયંતી, વીરજિન ચૌદ સ્વપ્ન, સ્તવન, હાલરડું, પારણાં, ચોઢાળીયું, દીવાળી પર્વની સજ્ઝાયો, સ્તુતિઓ, ધર્મજીન સ્તવન,

ચોવીસ તીર્થંકરનું સ્તવન, આરતી, પાંચ જ્ઞાન, પંચ પરમેષ્ટી અને મહાવ્રતની આરતી, મોક્ષાર્થીને વંદના, આત્મોપદેશ, અમૂલ્ય તત્વ વિચાર, વિનય મહીમા, શ્રી જંબુસ્વામીની ગરબી, ગુરૂ પધારવાનું ગીત, પર્યુષણ મહિમા, છપ્પય છંદ, ક્ષમાપના. ૨૪૯–૩૦૮



॥ ॐ ह्रीं श्रीं अर्हं नमः ॥ ॐ श्री गौतमाय नमः ॥

॥ ॐ ह्रीं श्री चिंतामणी पार्श्वनाथाय नमः ॥

# શ્રી જૈનસ્તુતિ અને બોધસંગ્રહ

## ભાગ ૧ લો.

---

### પંચ પરમેષ્ટીને નમસ્કાર. દોહરા

જય કરનારા જીનવરા, દુઃખ હરનારા દેવ;
પાઉં પહેલો પ્રભુ, નમન તણો નિત મેવ. ૧

પ્રથમ નમું અરિહંતને, બીજા સિદ્ધ ભગવંત;
ત્રીજા શ્રી આચાર્યને, નમું તજી દઈ તંત. ૨

ઉપાધ્યાય ઉપકારીયા, જ્ઞાન તણા દાતાર;
નમન કરૂં નિર્મળ થવા, ભવ જળ તારણહાર. ૩

સાધુ સુંદર લોકમાં, સાધવીઓ શણગાર;
સર્વેને સ્નેહે હજો, વંદન વારંવાર. ૪

નમસ્કાર પદ પાંચ છે, પાપ તણા હરનાર;
સર્વ જગતના કામમાં, મંગળના કરનાર. ૫

# શ્રી આનુપુર્વી.

---

જ્યાં ૧ હોય ત્યાં નમો અરિહંતાણું કહેવું.
જયાં ૨ હોય ત્યાં નમો સિદ્ધાણું કહેવું.
જ્યાં ૩ હોય ત્યાં નમો આયરિયાણું કહેવું.
જ્યાં ૪ હોય ત્યાં નમો ઉવજઝાયાણું કહેવું.
જ્યાં ૫ હોય ત્યાં નમો લોએસવ્વસાહુણું કહેવું.

[ ચોપાઇ તથા દોહરા ].

આનુપૂર્વિ ગણજ્યો જોય, છમાસી તપનું ફળ હોય; સંદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર. ॥૧॥ શુદ્ધ વસ્ત્ર ધરી વિવેક, દિન દિન પ્રત્યે ગણવી એક; એમ આનુપૂર્વિ જે ગણે, તે પાંચસેં સાગરના પાપને હણે. ॥૨॥ એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર; તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર. ॥૩॥ ઓગણીશલાખ ત્રેસઠહજાર, બસેંબાસઠ પળ;

ત્યાંસુધી તે ભોગવે, નવકારમંત્રનું ફળ. ॥૪॥
અશુભ કર્મકે હરણકું, મંત્ર બડો નવકાર,
વાણી દ્વાદશ અંગમેં, દેખ લીયો તત્ત્વસાર. ॥૫॥

---

## ચોવીશ તીર્થંકરનાં નામ.

| | |
|---|---|
| ૧ શ્રી ઋષભદેવસ્વામી. | ૧૩ શ્રી વિમલનાથસ્વામી. |
| ૨ શ્રી અજીતનાથસ્વામી. | ૧૪ શ્રી અનંતનાથસ્વામી. |
| ૩ શ્રી સંભવનાથસ્વામી. | ૧૫ શ્રી ધર્મનાથસ્વામી. |
| ૪ શ્રી અભિનંદનસ્વામી. | ૧૬ શ્રી શાંતિનાથસ્વામી. |
| ૫ શ્રી સુમતિનાથસ્વામી. | ૧૭ શ્રી કુંથુનાથસ્વામી. |
| ૬ શ્રી પદ્મપ્રભસ્વામી. | ૧૮ શ્રી અરનાથસ્વામી. |
| ૭ શ્રી સુપાર્શ્વનાથસ્વામી. | ૧૯ શ્રી મલ્લીનાથસ્વામી. |
| ૮ શ્રી ચંદ્રપ્રભુસ્વામી. | ૨૦ શ્રી મુનિસુવ્રતસ્વામી. |
| ૯ શ્રી સુવિધિનાથસ્વામી. | ૨૧ શ્રી નમીનાથસ્વામી. |
| ૧૦ શ્રી શીતલનાથસ્વામી. | ૨૨ શ્રી નેમનાથસ્વામી. |
| ૧૧ શ્રી શ્રેયાંસનાથસ્વામી. | ૨૩ શ્રી પાર્શ્વનાથસ્વામી |
| ૧૨ શ્રી વાસુપૂજ્યસ્વામી. | ૨૪ શ્રી મહાવીરસ્વામી. |

---

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૧ | ૨ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૧ | ૩ | ૨ | ૪ | ૫ | ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ | ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ | ૪ | ૨ | ૧ | ૩ | ૫ |

| ૧ | ૩ | ૪ | ૨ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |

૩

| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |

૪

૫

| ૧ | ૨ | ૩ | ૫ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૧ | ૩ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |

૫

| ૧ | ૨ | ૫ | ૩ | ૪ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |

૬

| १ | ३ | ५ | २ | ४ |
|---|---|---|---|---|
| ३ | १ | ५ | २ | ४ |
| १ | ५ | ३ | २ | ४ |
| ५ | १ | ३ | २ | ४ |
| ३ | ५ | १ | २ | ४ |
| ५ | ३ | १ | २ | ४ |

७

| २ | ३ | ५ | १ | ४ |
|---|---|---|---|---|
| ३ | २ | ५ | १ | ४ |
| २ | ५ | ३ | १ | ४ |
| ५ | २ | ३ | १ | ४ |
| ३ | ५ | २ | १ | ४ |
| ५ | ३ | २ | १ | ४ |

८

| ૧ | ૨ | ૪ | ૫ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |

૯

| ૧ | ૨ | ૫ | ૪ | ૩ |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |

૧૦

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |

૧૧

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |

૧૨

| ૧ | ૩ | ૪ | ૫ | ૨ | ૧ | ૩ | ૫ | ૪ | ૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ | ૩ | ૧ | ૫ | ૪ | ૨ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ | ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ | ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ | ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ | ૫ | ૩ | ૧ | ૪ | ૨ |
| | | ૧૩ | | | | | ૧૪ | | |

૧૦

| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |

૨૫

| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |

૨૬

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |

૧૭

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |

૧૮

| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |

૧૯

| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

૨૦

# શ્રી ચાર શરણાં.

પ્રહ ઉઠીને સમરિયે, હો ભવિયણ મંગળિક શરણાં ચાર; આપદા મટી સંપદા હુવે, હો ભવિયણ દોલતના દાતાર, હ્રદયમાં રાખીએ, હો ભવિયણ, મંગળિક શરણાં ચાર. ॥૧॥ એ આંકણી ॥ અરિહંત સિદ્ધ સાધુ તણાં, હો૦ કેવળી ભાષિત ધર્મ, એ શરણાં નિત ધ્યાવતાં હો૦ ત્રુટે આઠ કર્મ, હ્રુ૦ હો૦ ॥૨॥ વાટે ઘાટે ચાલતાં, હો૦ રાત દિવસ મોઝાર, ગામ નગર પુર વિચરતાં, હો૦ વિઘ્ન નિવારણહાર. હ્રુ૦ હો૦ ॥૩॥ એ ચારે સુખકારિયાં હો૦ એ ચારે જગ સાર, એ ચારે ઉત્તમ કહ્યાં હો૦ એ ચારે હિતકાર. હ્રુ૦ હો૦ ॥૪॥ ડાયણ સાયણ ભૂતડાં, હો૦ સિંહ ચિત્રા ને સૂર, વૈરી દુશ્મન ચોરટા, હો૦ રહે તે સઘળા દૂર. હ્રુ૦ હો૦ ॥૫॥

રાખો શરણુંની આસ્તા, હો૦ નેડો નહિ આવે રોગ, આનંદ વર્તે ઇણુ નામથી, હો૦ વહાલા તણો સંયોગ. હું૦ હો૦ ॥૬॥ સુખશાતા વર્તે ઘણી, હો૦ જે ધ્યાવે નર નાર, પરભવ જાતાં ઇણુ જીવને, હો૦ એહ તણો આધાર. હું૦ હો૦ ॥૭॥ મન ચિંતિત મનોરથ ફળે, હો૦ વર્તે ક્રોડ કલ્યાણ, શુદ્ધ મને એ ધ્યાવતાં, હો૦ નિશ્ચે પદ નિરવાણ. હું૦ હો૦ ॥૮॥ ઇણુ સરીખો શરણો નહિ, હો૦ ઇણુ સરીખો નહિ નામ, ઇણુ સરીખો મિત્ર નહિ, હો૦ ગામ નગર પુર ઠામ હું૦ હો૦ ॥૯॥ દાન શિયળ તપ ભાવના હો૦ જગમેં તત્વસાર; કરો આરાધો ભાવશું, હો૦ પામો મોક્ષદુવાર, હું૦ હો૦ ॥૧૦॥ જોડ કીધી છે જુક્તિશું, હો૦ પાલી શેખાકાળ, ઋષિ ચોથમલજી ઇમ ભણે, હો૦ સુણજો બાળ ગોપાળ. હું૦ હો૦ ॥૧૧॥

---

# श्री साधु वंदणा.

નમુ અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર;
આરજ ક્ષેત્રમાં, ઘાલી ધર્મની શીર. ॥૧॥
મહા અતુલ્ય બળિ નર, શૂર વીર ને ધીર;
તીરથ પ્રવર્તાવી, પહોત્યા ભવજળ તીર. ॥૨॥
શ્રીમંધર પ્રમુખ, જઘન્ય તીર્થંકર વીશ;
છે અઢી દ્વિપમાં, જયવંતા જગદીશ. ॥૩॥
એકસો ને સિત્તેર, ઉત્કૃષ્ટ પદે જગીશ;
ધન્ય મહોટા પ્રભુજી, તેહને નમાવું શીશ. ॥૪॥
કેવળી દોય કોડી, ઉત્કૃષ્ટા નવ કોડી;
મુનિદોય સહસ્રકોડી, ઉત્કૃષ્ટા નવસહસ્ર કોડી ॥૫॥
વિચરે વિદેહે, મહોટા તપસી ઘોર;
ભાવે કરી વંદું, ટાળે ભવની ખોડ. ॥૬॥
ચોવીશે જિનના, સઘળા એ ગણધાર;
ચોદસેં ને બાવન, તે પ્રણમું સુખકાર. ॥૭॥
જિનશાસન નાયક, ધન્ય શ્રી વીર જિણંદ;
ગાૈતમાદિક ગણધરે, વર્તાવ્યો આણંદ. ॥૮॥

શ્રી ઋષભદેવના, ભરતાદિક સો પુત્ર;
વૈરાગ્ય મન આણી, સંયમ લીયો અદ્‌ભૂત. ॥૯॥
કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતુત;
જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત. ॥૧૦॥
શ્રી ભરતેશ્વરના, હુવા પટોધર આઠ;
આદિત્ય જશાદિક, પહોત્યા શિવપુર વાટ. ॥૧૧॥
શ્રી જિન અંતરના, હુવા પાટ અસંખ્ય;
મુનિ મુકતે પહોત્યા, ટાળી કર્મના વાંક. ॥૧૨॥
ધન્ય કપિલ મુનિવર, નમિ નમું અણગાર;
જેણે તત્‌ક્ષણ ત્યાગ્યો, સહસ રમણી પરિવાર ।૧૩।
મુનિવર હરકેશી, ચિત્ત મુનિશ્વર સાર;
શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર. ॥૧૪॥
વળી ઇક્ષુકાર રાજા, ઘેર કમળાવતી નાર;
ભૃગુ ને જશા, તેહના દોય કુમાર. ॥૧૫॥
છએ રુદ્ધિ છાંડિને, લીધો સંયમ ભાર;
ઇણ અલ્પકાળમાં, પામ્યા મોક્ષ દુવાર. ॥૧૬॥

વળી સંયતિ રાજા, હરણુ આહિડે જાય;
મુનિવર ગર્દભાળી, આણ્યો મારગ ઠાય. ॥૧૭॥
ચારિત્ર લઈને, ભેટ્યા ગુરૂના પાય;
ક્ષત્રિરાજ ઋષીશ્વર, ચર્ચા કરી ચિત્ત લાય ॥૧૮॥
વળી દશે ચક્રવર્તિ, રાજ્ય રમણી ઋદ્ધિ છોડ;
દશે મુગતે પહોત્યા, કુળને શોભા ચોડ. ॥૧૯॥
ઇણુ અવસર્પિણીમાં, આઠ રામ ગયા મોક્ષ;
બળભદ્ર મુનીશ્વર, ગયા પાંચમે દેવલોક. ॥૨૦॥
દશાર્ણભદ્ર રાજા, વીર વાદ્યાં ધરી માન;
પછી ઈંદ્ર હઠાયો, દીયો છકાય અભેદાન. ॥૨૧॥
કરકંડુ પ્રમુખ, ચારે પ્રત્યેક બુધ;
મુનિ મુકતે પહોંત્યા, જીત્યા કર્મ મહા જોદ્ધ ॥૨૨॥
ધન્ય મ્હોટા મુનિવર, મૃગાપુત્ર જગીશ;
મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીશ ॥૨૩॥
વળી સમુદ્રપાળ મુનિ, રાજેમતિ રહનેમ;
કેશી ને ગૌતમ, પામ્યા શિવપુર ક્ષેમ. ॥૨૪॥

ધન્ય વિજયઘોષ મુનિ, જયઘોષ વળી જાણુ;
શ્રી ગર્ગાચારજ, પહોત્યા છે નિરવાણ. ॥૨૫॥
શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યાં વખાણ;
શુદ્ધે મન ધ્યાવો, મનમેં ધીરજ આણ. ॥૨૬॥
વળી ખંદક સન્યાસી, રાખ્યો ગૌતમ સ્નેહ;
મહાવીર સમીપે, પંચ મહાવ્રત લેહ. ॥૨૭॥
તપ કઠણ કરીને, ઝોંસી આપણી દેહ;
ગયા અચ્યુત દેવલોકે, ચ્યવિ લેશે ભવ છેહ ॥૨૮॥
વળી ઋષભદત્ત મુનિ, શેઠ સુદર્શન સાર;
શિવરાજઋષીશ્વર, ધન્ય ગાંગેય અણગાર. ॥૨૯॥
શુદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર;
એ ચારે મુનિવર, પહોત્યા મોક્ષ મોઝાર. ॥૩૦॥
ભગવંતની માતા, ધન્ય ધન્ય સતી દેવાનંદા;
વળી સતી જયંતિ, છોડ દીયા ઘર ફંદા. ॥૩૧॥
સતી મુક્તે પહોત્યાં, વળી તે વીરનાં નંદા;
મહાસતી સુદર્શના, ઘણી સતીયોનાં વૃંદ. ॥૩૨॥

વળી કાર્તિક શેઠે, પડિમા વહી શૂરવીર;
જમ્યો મહોરા ઉપર, તાપસ બળતી ખીર. ॥૩૩॥
પછી ચારિત્ર લીધું, મિત્ર એકસહસ્ત્ર આઠ ધીર;
મરી હુવા શક્રેંદ્ર, ચ્યવિ લેશે ભવ તીર ॥૩૪॥
વળી રાય ઉદાઇ, દીયો ભાણેજને રાજ;
પછી ચારિત્ર લેઇને, સાર્યાં આતમ કાજ. ॥૩૫॥
ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જહાજ;
કુશળ મુનિ રૂડા, દીયો ઘણાને સાજ. ॥૩૬॥
ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભૂતિ અણગાર;
આરાધિક હુઈને, ગયા દેવલોક મોઝાર. ॥૩૭॥
ચ્યવિ મુગતે જાશે, વળી સિંહ મુનીશ્વર સાર;
બીજા પણ મુનિવર, ભગવતિમાં અધિકાર. ॥૩૮॥
શ્રેણિકનો બેટો, મોટો મુનિવર મેઘ;
તજી આઠ અંતેઉરિ, આણ્યો મન સંવેગ. ॥૩૯॥
વીરપેં વ્રત લેઇને, બાંધી તપની તેગ,
ગયા વિજય વિમાને, ચ્યવિલેશે શીવ વેગ. ॥૪૦॥

ધન્ય થાવર્ચાપુત્ર, તજી બત્રીશે નાર;
તેની સાથે નીકળ્યા, પુરુષ એક હજાર. ॥૪૧॥
શુકદેવ સંન્યાસી, એક સહસ્ર શિષ્ય સાર;
પંચસયશું શેલક, લીધો સંયમ ભાર. ॥૪૨॥
સર્વ સહસ્ર અઢાઈ, ઘણા જીવોને તાર;
પુંડરગિરી ઉપર, કીયો પાદોપગમન સંથાર ॥૪૩॥
આરાધિક હુઇને, કીધો ખેવો પાર;
હુવા મોટા મુનિવર, નામ લીયાં નિસ્તાર. ॥૪૪॥
ધન્ય જિનપાળ મુનિવર, દોય ધનાવા સાધ;
ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ. ॥૪૫॥
મલ્લીનાથના છ મિત્ર, મહાબળ પ્રમુખ મુનિરાય;
સર્વે મુક્તે સીધાવ્યા, મ્હોટી પદવી પાય ॥૪૬॥
વળી જિતશત્રુ રાજા, સુબુદ્ધિ નામે પ્રધાન;
પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન. ॥૪૭॥
ધન્ય તેતલી મુનિવર, દીયો છકાય અભયદાન;
પોટિલા પ્રતિબોધ્યા, પામ્યા કેવળજ્ઞાન. ॥૪૮॥

ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર;
સ્થવીરની પાસે, લીધો સંયમ ભાર. ॥૪૯॥
શ્રી નેમિ વંદનનો, એહવો અભિગ્રહ કીધ;
માસ માસખમણ તપ, શત્રુંજય જઈ સિદ્ધ. ૫૦।
ધર્મઘોષ તણા શિષ્ય, ધર્મરૂચિ અણગાર;
કીડીયોની કરૂણા, આણી દયા અપાર. ॥૫૧॥
કડવા તુંબાનો, કીધો સઘળો આહાર;
સર્વાર્થસિદ્ધ પહોત્યા, ચવિ ગયા ભવ પાર. ૫૨।
વળી પુંડરિક રાજા, કંડરિક ડગીયો જાણ;
પોતે ચારિત્ર લેઈને, ન ઘાલી ધર્મમાં હાણ. ૫૩।
સર્વાર્થસિદ્ધ પહોત્યા, ચવી લેશે નિરવાણ;
શ્રી જ્ઞાતાસૂત્રમાં, જિનવરે કર્યાં વખાણ. ॥૫૪॥
ગૌતમાદિક કુંવર, સગા અઢારે ભ્રાત;
સર્વ અંધકવિષ્ણુ સુત, ધારિણી જ્યારી માત.૫૫।
તજી આઠ આઠ અંતેઉરી, કાઢી દીક્ષાની વાત;
ચારિત્ર લેઈને, કીધો મુક્તિનો સાથ. ॥૫૬॥

શ્રી અનેક સેનાદિક, છયે સહોદર ભાય;
વસુદેવના નંદન, દેવકી જ્યારી માય. ॥૫૭॥
ભદીલપુર નગરી, નાગ ગહાવાઈ જાણ;
સુલસા ઘેર વધીયા, સાંભળી નેમિની વાણ.॥૫૮॥
તજી બત્રીસ(૨) અંતેઉરી, નીકળીઆ છટકાય;
નળ કુબેર સમાણા, ભેટ્યા શ્રી નેમિના પાય.॥૫૯॥
કરી છઠ છઠ પારણાં, મનમેં વૈરાગ્ય લાય;
એક માસ સંથારે, મુક્તિ બિરાજ્યા જાય. ॥૬૦॥
વળી દારૂક સારણ, સુમુખ દુમુખ મુનિરાય;
વળી કુમાર અનાદૃષ્ટિ, ગયા મુક્તિગઢમાંય. ॥૬૧॥
વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજસુકુમાળ;
રૂપે અતિ સુંદર, કળાવંત વય બાળ. ॥૬૨॥
શ્રી નેમિ સમીપે, છોડયો મોહ જંજાળ;
ભિક્ષુની પડિમા, ગયા મસાણ મહાકાળ. ॥૬૩॥
દેખી સોમિલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ,
ખેરતણા ખીરા, શિર ઠવિયા અસરાળ. ॥૬૪॥

મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ;
પરિષહ સહિને, મુક્તિ ગયા તતકાળ ॥૬૫॥
ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ;
સાંબ ને પ્રદ્યુમન, અનિરૂદ્ધ સાધુ અગાધ. ॥૬૬॥
વળી સચ્ચનેમિ દ્રઢનેમિ, કરણી કીધી સાધ;
દશે મુકતે પહોત્યા, જિનવર વચન આરાધ.॥૬૭॥
ધન્ય અર્જુનમાળી, કર્યો કદાગ્રહ દૂર;
વીરપેં વ્રત લેઇને, સત્યવાદી હુવા સૂર. ॥૬૮॥
કરી છઠ છઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર;
છ માસની માંહી, કર્મ કીયાં ચકચુર. ॥૬૯॥
કુમર અઇમૂત્તે, દીઠા ગોતમસ્વામ;
સુણી વીરની વાણી, કીધું ઉત્તમ કામ. ॥૭૦॥
ચારિત્ર લેઇને, પહોત્યા શિવપુર ઠામ;
ધુર આદિ મકાઇ, અંત અલક્ષ મુનિ નામ.॥૭૧॥
વળી કૃષ્ણરાયની, અગ્રમહિષી આઠ;
પુત્ર વહુ દોયે, સંચ્યા પુણ્યના ઠાઠ. ॥૭૨॥

જાદવકુળ સતીયાં, ટાળ્યો દુ:ખ ઉચાટ;
પહોત્યાં શિવપુરમે, એ છે સૂત્રનો પાઠ. ॥૭૩॥
શ્રેણીકની રાણી, કાલીયાદિક દશ જાણુ;
દશે પુત્ર વિયોગે, સાંભળી વીરની વાણુ. ॥૭૪॥
ચંદનબાળાપેં, સંયમ લઈ હુવા જાણુ;
તપ કરી દેહ ઝોંશી, પહોંચ્યા છે નિરવાણુ.॥૭૫॥
નંદાદિક તેરે, શ્રેણિક નૃપની નાર;
સઘળી ચંદનબાળાપેં, લીધો સંયમ ભાર. ॥૭૬॥
એક માસ સંથારે, પહોંચ્યાં મુક્તિ મોઝાર;
એ નેવું જણાનો, અંતગડમાં અધિકાર. ॥૭૭॥
શ્રેણિકના બેટા, જાળિયાદિક તેવીશ;
વીરપેં વ્રત લેઈને, પાળ્યો વિશ્વાવીશ. ॥૭૮॥
તપ કઠણ કરીને, પુરી મન જગીશ
દેવલોકે પહોંચ્યા, મોક્ષ જાશે તજી રીસ. ॥૭૯॥
કાકંદિનો ધન્નો, તજી બત્રી નાર;
મહાવીર સમીપે, લીધો સંયમ ભાર. ॥૮૦॥

કરી છઠ છઠ પારણું, આયંબિલ ઉચ્ચિત આહાર;
શ્રી વીરે વખાણ્યા, ધન ધન્નો અણગાર.॥૮૧॥
એક માસ સંથારે, સર્વાર્થસિદ્ધ પહુંત;
મહાવિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત. ॥૮૨॥
ધન્નાની રીતે, હુવા નવે સંત;
શ્રી અનુત્તરોવવાઇમાં,ભાખી ગયા ભગવંત.॥૮૩॥
સુબાહુ પ્રમુખ, પાંચ પાંચસે નાર;
તજી વીરપેં લીધાં, પંચ મહાવ્રત સાર.॥૮૪॥
ચારિત્ર લેઇને, પાળ્યાં નિરતિચાર;
દેવલોકે પહોંચ્યાં, સુખવિપાકે અધિકાર. ॥૮૫॥
શ્રેણિકના પૌત્ર, પૌમાદિક હુવા દશ;
વીરપેં વ્રત લેઇને, કાઢયો દેહનો કસ. ॥૮૬॥
સંયમ આરાધી, દેવલોકમાં જઈ વસ;
મહાવિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લેઇ જશ. ॥૮૭॥
બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર;
તજીપચાસ(૨)અંતેઉરી,ત્યાગદિયો સંસાર.॥૮૮॥

સહુ નેમિ સમીપે, ચાર મહાવ્રત લીધ;
સર્વાર્થસિદ્ધ પહોત્યા, હોશે વિદેહે સિદ્ધ. ॥૮૯॥
ધન્નો ને શાળિભદ્ર, મુનીશ્વરોની જોડ;
નારીનાં બંધન, તતક્ષણ નાખ્યા તોડ. ॥૯૦॥
ઘર કુટુંબ કબીલો, ધન કંચનની ક્રોડ;
માસ માસખમણ તપ, ટાળશે ભવની ખોડ ॥૯૧॥
શ્રીસુધર્માસ્વામીના શિષ્ય, ધન્ય ધન્ય જંબુસ્વામ;
તજી આઠ અંતે ઉરી, માત પિતા ધન ધામ.॥૯૨॥
પ્રભવાદિક તારી, પહોત્યા શિવપુર ઠામ;
સૂત્ર પ્રવર્તાવી, જગમાં રાખ્યું નામ. ॥૯૩॥
ધન્ય ઢંઢણ મુનિવર, કૃષ્ણરાયના નંદ;
શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળી દીયો ભવ ફંદ.॥૯૪॥
વળી ખંધક ઋષિની, દેહ ઉતારી ખાલ;
પરિષહ સહીને, ભવ ફેરા દીયા ટાળ. ॥૯૫॥
વળી ખંધક ઋષિના, હુવા પાંચશે શિષ્ય;
ઘાણીમાં પીલ્યા, મુક્તિ ગયા તજી રીશ.॥૯૬॥

સંભૂતિવિજય શિષ્ય, ભદ્રબાહુ મુનિરાય;
ચૌદ પૂરવધારી, ચંદ્રગુપ્ત આણ્યા ઠાય. ॥૯૭॥
વળી આર્દ્રકુમાર મુનિ, સ્થુળિભદ્ર નંદિષેણ;
અરણિક અઇમુત્તો, મુનીશ્વરોની શેણ. ॥૯૮॥
ચોવીસજિન મુનીવર, સંખ્યા અઠ્ઠાવીશ લાખ;
ઉપર સહસ્ર અડતાળીસ,સૂત્ર પરંપરા ભાખ.॥૯૯॥
કોઇ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ;
ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક. ॥૧૦૦॥
ધન્ય મરૂદેવી માતા, ધ્યાયું નિર્મળ ધ્યાન;
ગજ હોદ્દે પામ્યા, નિર્મળ કેવળ જ્ઞાન ॥૧૦૧॥
ધન્ય આદેશ્વરની પુત્રી, બ્રાહ્મી, સુંદરી દોય;
ચારિત્ર લેઇને, મુક્તિ ગયાં સિદ્ધ હોય. ॥૧૦૨॥
ચોવીશે જિનની, વડી શિષ્યાણી ચોવીશ;
સતી મુક્તે પહોત્યાં, પૂરી મન જગીશ.॥૧૦૩॥
ચોવીશે જિનનાં, સર્વ સાધવી સાર;
અડતાળીસ લાખ,આઠસેં સીત્તર હજાર. ॥૧૦૪॥

ચેડાની પુત્રી, રાખી ધર્મશું પ્રીત;
રાજેમતિ વિજ્યા, મૃગાવતી સુવિનીત. ॥૧૦૫॥
પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત;
ઈત્યાદિક સતીયો, ગઈ જન્મારો જીત. ॥૧૦૬॥
ચોવીશે જીનનાં, સાધુ સાધવી સાર;
ગયાં મોક્ષ દેવલોકે, હ્રદયે રાખો ધાર. ॥૧૦૭॥
ઇણ અઢી દ્વીપમાં, ઘરડાં તપસી બાળ;
શુદ્ધ પંચ મહાવ્રતધારી, નમો નમો ત્રણકાળ ૧૦૮
એ યતિયો સતીયોનાં, લીજે નિત્ય પ્રતે નામ;
શુદ્ધ મને ધ્યાવો, એહ તરણનો ઠામ. ॥૧૦૯॥
એ યતિયો સતીયોસું, રાખો ઉજ્વળ ભાવ;
કહે ઋષિ જેમલજી, એજ તરણનો દાવ. ॥૧૧૦॥
સંવત અઢાર ને, વર્ષ સાતો સીરદાર;
શહેર ઝાલોરમાંહી, એહ કહ્યો અધિકાર. ॥૧૧૧॥

॥ શ્રી સાધુ વંદણા સમાપ્તમ ॥

---

## શ્રી લઘુ સાધુવંદણાની સજ્ઝાય.

સાધુજીને વંદણા નીત નીત કીજે, પ્રહ ઉગમતે સુર રે પ્રાણી; નીચ ગતીમાં તે નવ જાવે, પામે રિદ્ધિ ભરપુર રે પ્રાણી. ॥ સા૦ ॥ ૧॥ મોટા તે પંચ મહાવ્રત પાળે, છકાયના પ્રતિપાળ રે પ્રાણી; ભ્રમર ભિક્ષા મુનિ સુઝતી લેવે, દોષ બેંતાલીસ ટાળરે પ્રાણી. ॥ સા૦ ॥૨॥ રિદ્ધિ સંપદા મુનિ કારમી જાણે, દીધી સંસારને પૂંઠરે પ્રાણી; એરે પુરૂષોની બંદગી કરતાં, આઠે કરમ જાય તુટરે પ્રાણી. ॥ સા૦ ॥૩॥ એક એક મુનીવર રસના ત્યાગી, એક એક જ્ઞાન ભંડાર રે પ્રાણી; એક એક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, એના ગુણનો નાવે પારરે પ્રાણી. ॥ સા૦ ॥ ૪ ॥ ગુણ સત્તાવીસે કરીને દીપે, જીત્યા પરિસહ બાવીસરે પ્રાણી; બાવન તો અનાચાર જે ટાળે, તેને નમાવું મારૂં શિષરે

પ્રાણી. ॥ સા૦ ॥ ૫ ॥ જહાજ સમાન તે સંત મુનીશ્વર, ભવ્ય જીવ બેસે આયરે પ્રાણી; પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ પો'ચાયરે પ્રાણી ॥ સા૦ ॥ ૬ ॥ એ ચરણે પ્રાણી શાતારે પાવે, પાવે તે લીલ વિલાસરે પ્રાણી; જન્મ, જરા અને મરણ મિટાવે, નાવે ફેરી ગર્ભાવાસરે પ્રાણી. ॥ સા૦ ॥ ૭ ॥ એક વચન એ સદ્ગુરૂ કેરૂં, જો બેસે દીલમાંયરે પ્રાણી, નરક ગતિમાં તે નહિ જાવે, એમ કહે જીનરાયરે પ્રાણી. ॥ સા૦ ॥ ૮ ॥ પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સુણો સાધુનાં વ્યાખ્યાન રે પ્રાણી; એ પુરૂષોની સેવા કરતાં, પાવે તે અમર વિમાનરે પ્રાણી. ॥ સા૦ ॥ ૯ ॥ સંવત અઢાર ને વર્ષ આડત્રીસે, ખુસી તે ગામ ચોમાસ રે પ્રાણી; મુનિ આસ્કરણજી એણીપેરે જપે, હું તો ઉત્તમ સાધુનો દાસરે પ્રાણી, સાધુજીને વંદણા નિત નિત કીજે. ॥ ૧૦ ॥

# છંદ સંગ્રહ

---

## શ્રી નવકારનો છંદ.

સુખ કારણ ભવીયણ, સમરો નિત નવ-કાર; જિનશાસન આગમ, ચૌદ પુરવનો સાર. ॥૧॥ એ મંત્રનો મહિમા, કહેતાં ન લહુ પાર; સુરતરૂ જિમ ચિંતિત, વંછિત ફળ દાતાર. ॥૨॥ સુર દાનવ માનવ, સેવા કરે કરજોડ; ભૂ મંડળ વિચરે, ટાળે ભવિયણ કોડ. ॥૩॥ સુરછંદે વિલસે, અતિશય જશ અનંત, પદ પહેલે નમીયે, અરિગંજન અરિહંત, ॥૪॥ જે પનરે ભેદે, સિદ્ધ થયા ભગવંત; પંચમી ગતી પહો-ત્યા, અષ્ટ કરમ કરી અંત. ॥૫॥ કળ અકળ સરૂપી, પંચાનંતક દેહ; જિનવર પાય પ્રણમું, બીજે પદ વળી એહ. ॥૬॥ ગચ્છ ભાર ધુરંધર, સુંદર શશિસમ શોભ, કરે સારણ વારણ, ગુણ

છત્રીશે શોભ. ॥૭॥ શ્રુત જાણુ શીરોમણી, સાગર જિમ ગંભીર; ત્રિજે પદ નમીયે, આચારજ ગુણ ધીર. ॥૮॥ શ્રુતધર ગુણ આગર, સૂત્ર ભણાવે સાર; તપ વિધિ સંયોગે, ભાખે અર્થ વિચાર. ॥૯॥ મુનિવર ગુણ જુત્તા, કહીએ તે ઉવજ્ઝાય; પદ ચોથે નમીયે, અહોનિશ તેહના પાય. ॥૧૦॥ પંચાશ્રવ ટાળે, પાળે પંચાચાર; તપસી ગુણ-ધારી, વારે વિષય વિકાર. ॥૧૧॥ ત્રસ થાવર પીયર, લોકમાંહી જે સાધ, ત્રિવિધે તે પ્રણમું, પરમારથ જિણે લાધ. ॥૧૨॥ અરિ કરિ હરિ સાયણી, ડાયણિ ભૂત વૈતાળ; સવિ પાપ પ્રણાસે, વાધે મંગળ માળ. ॥૧૩॥ ઈણ સમર્યાં સંકટ, દૂર ટળે તત્કાળ; ઈમ પ્રણમે જિન પ્રભ સુરિ શિષ્ય રસાળ. ॥ ૧૪ ॥

# સિદ્ધ પરમાત્માની સ્તુતિ.

## ( હરીગીત છંદ ).

તુમ્હે તરણુ તારણુ, દુઃખ નિવારણુ, ભવિક જીવ આરાધનં, શ્રી નાભીનંદન જગત વંદન, નમો સિદ્ધ નિરંજનં ॥૧॥ જગત ભૂષણુ વિગત દુષણુ, પ્રણુવ પ્રાણુ નિરૂપકં, ધ્યાન રૂપ અનુપ ઉપમં. નમો૦ ॥૨॥ ગગન મંડળ મુક્તિ પદવી, સર્વ ઉર્ધ્વ નિવાસીનં; જ્ઞાન જ્યોતિ અનંત રાજે. નમો૦ ॥૩॥ અજ્ઞાન નિંદ્રા વિગત વેદન, દલિત મોહ નિરાયુષં; નામ ગોત્ર નિરંતરાયં. નમો૦ ॥૪॥ વિકટ ક્રોધા માન યોદ્ધા, માયા લોભ વિસર્જનં; રાગ દ્વેષ વિમર્દ અંકુર. નમો૦ ॥ ૫ ॥ વિમલ કેવળ જ્ઞાન લોચન, ધ્યાન શુક્લ સમીરિતં; યોગીના અતિગમ્ય રૂપં નમો૦ ॥૬॥ યોગ ને સમોસરણુ મુદ્રા, પરી પલ્યંકાસનં; સર્વ દીસે તેજ રૂપં. નમો૦ ॥૭॥

જગતજીનકે દાસ દાસી, તાસ આસ નિરાસનં; ચંદ્રપેં પરમાનંદ રૂપં, નમો૦ ॥૮॥ સ્વ સમય સમકિત દૃષ્ટિ જિનકી, સોઐ યોગી અયોગીકં, દેખતામાં લીન હોવે. નમો૦ ॥૯॥ તીર્થ સિદ્ધા અતીર્થ સિદ્ધા, ભેદ પંચ દશાધિકં; સર્વ કર્મ વિમુક્ત ચેતન. નમો૦ ॥૧૦॥ ચંદ્ર સૂર્ય દીપ મણિકી, જ્યોતિ તે ન ઉલંઘીતં; તે જ્યોતિથી અપરમ જ્યોતિ. નમો૦ ॥૧૧॥ એકમાંહિ અનેક રાજે, અનેક માંહિ એકીકં; એક અનેકકી નાહિ સંખ્યા. નમો૦ ॥૧૨॥ અજર અમર અલક્ષ અનંત, નિરાકાર નિરંજનં; પરિબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન. નમો૦॥૧૩॥ અતુલ સુખકી લહે-રમેં, પ્રભુ લીન રહે નિરંતરં; ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન. નમો૦ ॥૧૪॥ ધ્યાન ધુપં મનઃ પુષ્પં, પંચેઇંદ્રિ હુતાશનં; ક્ષમા જાપ સંતોષ પૂજા, પૂજો દેવ નિરંજનં. નમો૦ ॥૧૫॥ તુમ્હે મુક્તિદાતા કર્મઘાતા, દીન જાણી દયા કરો;

સિદ્ધારથ નંદન જગત વંદન, મહાવીર જીને-
શ્વરં. નમો૦ ॥૧૬॥ ઇતિ ॥

---

## શ્રી શાન્તિનાથનો છંદ.

નગર હસ્તિણાપુર અતિ રે ભલો, જીહાં જન્મ્યા તીર્થંકર ત્રિભુવન તીલો, રાહ પ્રરૂપ્યો જૈન ખરો, શ્રી શાંતિ જિનેશ્વર શાંતિ કરો ૧. એ આંકણી. સર્વાર્થસિદ્ધ થકીરે ચવી, તવ દેશ નગરમાં શાંતિ હવી, શાંતિજી નામ દીયો સખરો, શ્રી શાંતિ૦ ૨ વિશ્વસેન પિતા અચિરા રે માયા, જેણે ચોદ સુપન મહોટારે પાયાં, જન્મ્યા તીર્થંકર અમિય ઝરો, શ્રી શાંતિ૦ ૩. છપ્પન કુમારિકા ઉલ્હાસ ઘણો, જેણે જન્મ મહોત્સવ કર્યો કુંવર તણો, ચોસઠ ઇંદ્ર આવી કળશ ભરો, શ્રી શાંતિ૦ ૪. ભણાવી બહોંતેર કળા, જેણે સહસ્ર ચોસઠ પરણી

મહીલા, છ ખંડ સાધ્યા એણીય પરે, શ્રી શાંતિ૦ ૫. સહસ્ત્ર પંચોતેર વરસ કહ્યાં, ચક્રવર્તિપણે ઘર વાસ રહ્યા; પછે મિટાઇ દીયો સઘળો ઝઘડો, શ્રી શાંતિ૦ ૬. એક સહસ્ત્ર પુરૂષ સાથે શિક્ષા, શ્રી જીનવરજીએ લીધી દિક્ષા, પછી સુર નર આવી પાય પડો, શ્રી શાંતિ૦ ૭. એક માસ લગે છદ્મસ્થ રહ્યા, શુદિ પોષ નોમે દિન કેવળ લહ્યા, ભરણી નક્ષત્ર પ્રભાત ખરો, શ્રી શાંતિ૦ ૮. પ્રભુએ મોહજાળ સવિ કાપી, ચતુર્વિધ સંઘ તીરથ સ્થાપી, ચોથો દુસમ સૂસમ આરો, શ્રી શાંતિ૦ ૯. બાસઠ સહસ્ત્ર મુનિરાજ થયા, વળી સહસ્ત્ર નવ્યાસી હુઈ આર્જિયા, પ્રભુ તારો ને વળી આપ તરો, શ્રી શાંતિ૦ ૧૦. દોય લાખ નેવું. સહસ્ત્ર શ્રાવક સુણી, ત્રણ લાખ ત્યાશી સહસ્ત્ર શ્રાવીકા સુણી, ઓર ચતુર્વિધ સંઘ ખરો, શ્રી શાંતિ૦ ૧૧. ચાર હજાર ઉહિનાણી યતિ,

વળી ત્રણ સહસ્ત્ર હુવા વિપુલમતિ, નેવું ગણધરના પાપ હરો, શ્રી શાંતિ૦ ૧૨. ચાર હજાર ત્રણસેં રે કહ્યા, મુનિ કેવળ લહીને મુક્તિ ગયા, છ હજાર મુનિ વૈક્રેય ધરો, શ્રી શાંતિ૦ ૧૩. ચાત્રીસે વાદી ભારી, વળી આઠસેં ચાૈદ પૂરવ-ધારી, આઠ કર્મશું જાઈ લડો, શ્રી શાંતિ૦ ૧૪. નવ પદવી મોટીરે કહી, જેણે એકણ ભવમાં છએ લહી, એસો ભરિયો પુણ્ય ઘડો, શ્રી શાંતિ૦ ૧૫ પા પા લાખ કુંવર સાધ-પણે, વળી અર્ધ લાખ વર્ષ રહ્યા રાજ્યપણે, એક લાખ વર્ષનો સર્વ ઘડો, શ્રી શાંતિ૦ ૧૬. ચાળીશ ધનુષ ઉંચી રે દેહી, વળી હેમવરણી ઉપમારે કહી, દીઠે દિલ દરિયાવ ઠરો, શ્રી શાંતિ૦ ૧૭. જો નામ ધરાવો શ્રાવક યતિ, તો અનાચાર સેવો રે મતી, પરભવસેંતી કાંઇક ડરો, શ્રી શાંતિ૦ ૧૮ ત્રિવિધે ત્રિવિધે

જીવ મતિરે હણ્યો, એ ઉપદેશ છે જિનરાજ તણો, માર્ગ બતાવ્યો શુદ્ધ ખરો, શ્રી શાંતિ૦ ૧૯. આ જીવ રાય ને રંક થયો, વળી નરક નિગોદમાં બહુરે રહ્યો, રડવડિયો જેમ ગેડી દડો, શ્રી શાંતિ૦ ૨૦ ચાર ગતિનાં રે દુઃખ કહ્યાં, જીવે અનંતી અનંતી વાર લહ્યાં, પચી રહ્યો જેમ તેલ વડો, શ્રી શાંતિ૦ ૨૧. શ્રદ્ધા સહીત તુમે તાપ તપો, ભવ્ય જીવો સૌ તુમે જાપ જપો, માર્ગ મળ્યો છે નિપટ ખરો; શ્રી શાંતિ૦ ૨૨. સંથારો એક માસ તણો, સમેત-શિખર સિદ્ધ ઠામ ભણો, નવશે મુનિશું મુક્તિ વરો, શ્રી શાંતિ૦ ૨૩. મૃગ લંછન શાંતિ ધ્યાન રહ્યા, શ્રી શાંતિ જિનેશ્વર મુક્તિ ગયા, પછે મેટ દિયો સવિ જન્મ મરો, શ્રી શાંતિ૦ ૨૪. તુમ નામ લિયાં સવિ કાજ સરે, તુમ નામે મુક્તિ મહેલ મળે, તુમ નામે શુભ ભંડાર ભરો, શ્રી શાંતિ૦ ૨૫. ઋષિ જેમલ-

જીએ એહ વિનતી કહી, પ્રભુ તોરા ગુણનો પાર નહિ, મુજ ભવભવનાં દુ:ખ દૂર હરો, શ્રી શાંતિ૦ ॥ ૨૬ ॥

---

## શ્રી શાન્તિનાથ સ્વામીનો છંદ.

શારદા માય નમું શિર નામી, હું ગુણ ગાઉં ત્રિભુવનકે સ્વામી ॥ શાંતિ શાંતિ જપે સબ કોઈ, તે ઘેર શાંતિ સદા સુખ હોઈ. ॥ ૧ ॥ શાંતિ જપી જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ ॥ શાંતિ જપી પરદેશ સીધાવે, તે કુશળે કમળા લેઈ આવે ॥ ૨ ॥ ગર્ભ થકી પ્રભુ મારી નિવારી, શાંતિજી નામ દીયો હિતકારી ॥ જે નર શાંતિ તણા ગુણ ગાવે, ઋદ્ધ અચિંતી તે નર પાવે ॥ ૩ ॥ જે નરકું પ્રભુ શાંતિ સહાઈ, તે નરકું કછુ આરતી નાહિ ॥ જો કછુ વંછે સોહી પુરે,

દુઃખ દારિદ્ર મિથ્યા મતિ ચુરે ॥ ૪ ॥ અલખ નિરંજન જ્યોત પ્રકાશી, ઘટ ઘટ અંતરકે પ્રભુ વાસી ॥ સ્વામી સ્વરૂપ કહ્યું નહિ જાય, કહેતાં મુજ મન અચરજ થાય ॥ ૫ ॥ ડાર દીયે સબહી હથિયારા, જીત્યા મોહ તણા દળ સારા ॥ નારી તજી શિવશું રંગ રાચ્યો, રાજ તજ્યું પણ સાહિબ સાચો, ॥ ૬ ॥ મહા બળવંત કહી જે દેવા, કાયર કુંથું એક હણેવા ॥ રિદ્ધિ સબળ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આહારી નામ કહીજે ॥ ૭ ॥ નિંદક પુજકકું સમ ભાયક, પણ સેવકકું હે સુખદાયક ॥ તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સર્વે સિદ્ધિ લાયક ॥ ૮ ॥ શત્રુ મિત્ર સમ ચિત્ત ગણીજે, નામ દેવ અરિહંત ભણીજે ॥ સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહા પદ દીજે ॥ ૯ ॥ સાયર જેસા હોત ગંભીરા, દુષણ એક ન માંહે શરીરા,

મેરુ અચળ જિમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણુ ઠામી ॥ ૧૦ ॥ લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે ॥ રીસ વિના બાવીશ પરીસા, સેના જીતી તે જગદીશા ॥ ૧૧ ॥ માન વિના જગ આણુ મનાઇ, માયા વિના શિવશું લય લાઇ; લોભ વિના ગુણુ રાશિ ગ્રહિજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવિજે ॥૧૨॥ નિર્ગ્રંથપણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે ॥ અભયદાન દાતા સુખ કારણુ, આગળ ચક્ર ચાલે અરિદારણુ ॥ ૧૩ ॥ શ્રી જીનરાજ દયાળ ભણીજે, કર્મ સર્વંકો મૂળ ખણીજે ॥ ચઉવિહ સંઘ તીરથ સ્થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે ॥ ૧૪ ॥ વિનયવંત ભગવંત કહાવે, નાહિ કીસીકું શિશ નમાવે ॥ અકંચનકો બીરૂદ ધરાવે, પણ સોવન પદ પંકજ ઠાવે

॥ ૧૫ ॥ રાગ નહિ પણ સેવક તારે, દ્વેષ નહિ નિગુણા સંગ વારે ॥ તજી આરંભ નીજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે ॥ ૧૬ ॥ તેરો મહિમા અદ્‌ભૂત કહીજે, તેરા ગુણકો પાર ના લીજે ॥ તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા ॥ ૧૭ ॥ તુંરે ત્રિલોક તણો પ્રતિપાળ, હુંરે અનાથ ને તુંરે દયાળ ॥ તું શરણાગત રાખત ધીરા, તું પ્રભુ તારક છે વડ વીરા ॥ ૧૮ ॥ તુંહિ સમો વડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડયોરે સવાયો ॥ કરજોડી પ્રભુ વીનવું તમસું, કરો કૃપા જીનવરજી અમશું ॥ ૧૯ ॥ જનમ મરણના ભય નિવારો, ભવ સાગરથી પાર ઉતારો ॥ શ્રી હત્થિણાપુર મંડન સોહે, ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે ॥૨૦॥ પદ્મસાગર ગુરુરાય પસાયા, શ્રી ગુણ

સાગર કહે મન ભાયા; જે નર નારી એક ચિત્તે ગાવે, તે મનવાંછિત નિશ્ચે પાવે. ॥૨૧॥

—*—

## શ્રી શાન્તિનાથનો છંદ.

સદા શાંતિજી આશ પુરો અમારી, કરૂં વિનતી અંગ ઉત્સાહ ધારી, દયાવંત તું દુઃખ દારિદ્ર હારી, કૃપાવંત તું કૃત કલ્લોલકારી. ॥ ૧ ॥ મહાવિપુલ મતિવંત એ જીનરાયા, ષટ કાય રાખે સદા છત્ર છાયા; મહામોહ મિથ્યાતનાં માન મોડી, જીનમુક્તિ પહોંચ્યા કર્મકષ્ટ તોડી ॥ ૨ ॥ ભડ ભૂત વૈતાળ ભય જાય દોડી, જગમાંહે તુમસમ નહિ કોઈ જોડી; સદા સિદ્ધિ દાતા નમું કુટીલ છોડી, તુમ નામે કલ્યાણ કોડાનકોડી. ॥ ૩ ॥ તુમ નામે સૂર અસુર ભય દૂર નાસે, ધનધાન્ય ઘોરી ઘર અધિક વાસે, ગજકેસરી અનળ

દળ ભય ન હોય, અતિશય કરી એહવી રીત જોય. ॥ ૪ ॥ ગુણ ગાન કરતા કીમ પાર લહીએ, રસના કરી એક લવ લેશ કહીએ; મહા વિમળ નાણુ ચારિત્ર દંશી, ભણે સંત ગોવિંદ મુનિ અતિયશંસી ॥ ૫ ॥

---

## શ્રી શાન્તિનાથનો છંદ.

સુણો શાંતિ જીણંદ સોભાગી, હુંતો થયો છું તુમ ગુણ રાગી ॥ તુમે નિરાગી ભગવંત, જોતાં કિમ પડશે તંત ॥ ૧ ॥ હુંતો ક્રોધ કષાયે ભરિયો, તુંતો સમતારસનો દરિઓ ॥ હુંતો અજ્ઞાને આવરિયો, તુંતો કેવળ કમળા વરિયો ॥ ૨ ॥ હું તો વિષય સુખનો આસી ॥ તેં તો વિષય કીધા નિરાસી ॥ હું તો કરમના ભારે ભરીયો, તુમે સર્વથા દૂર કરિયો ॥ ૩ ॥ હું તો મોહ તણે વશ પડિયો, તું તો

સબળ મોહને નડિયો ॥ હું તો ભવ સમુદ્રમાં ખુંચ્યો, તું તો શિવ મંદિરમાં પહોંચ્યો ॥ ૪ ॥ મ્હારે જન્મ મરણનો ફેરો, તેં તો તોડયો તેનો દોરો ॥ મ્હારો પાસો ન મેલે રાગ, પ્રભુ તુમે થયા વીતરાગ ॥ ૫ ॥ મુને માયાએ મેલી ફાંસી, તુમે નિરબંધ થયા અવિનાશી ॥ હું તો સમકિતથી રે અધુરો, તું તો સકળ પદારથે પુરો ॥ ૬ ॥ મ્હારે તો તુહિજ એક, તહારે મુજ સરિખા અનેક ॥ હું તો મનથી ન મેલું માન, તુમે માન રહિત ભગવાન ॥ ૭ ॥ મ્હારૂં કીધું તે શું થાય, તમે રંક ભણી કરો સ્હાય ॥ તુમે એક કરો મહેરબાની, મ્હારો મુજરો લેજો માની ॥૮॥ એક વાર જો નજરે નિરખો, તો હું થાઉં તુમ ગુણ સરિખો ॥ જે સેવક તુમ ગુણ ગાશે, તે તુમ સરિખો ગુણી થાશે ॥ ૯ ॥

ભવોભવ તમારી સેવા, હું તો માગું છું દેવાધિ
દેવા ॥ સાહામું જુવોને સેવક જાણી, એમ
ઉદયરત્ન બોલ્યા વાણી ॥ ૧૦ ॥ ઇતિ ॥

——:*:——

## શ્રી શાન્તિનાથ સ્વામીનો છંદ.

શાંતિનાથનો કીજે જાપ, ક્રોડ ભવોનાં
કાપે પાપ ॥ શાંતિનાથજી મ્હોટા દેવ, સુર-
નર સારે જેહની સેવ ॥ ૧ ॥ દુઃખ દારિદ્ર
જાવે દૂર, સુખ સંપતિ હોવે ભરપૂર ॥ ઠગ
ફાંસીગર જાવે ભાગ, બળતી હોવે શીતળ
આગ ॥ ૨ ॥ રાજલોકમાં કીર્તિ ઘણી, શાંતિ
જીનેશ્વર માથે ધણી ॥ જો ધ્યાવે પ્રભુજીનું
ધ્યાન, રાજા દેવે અધિકું માન ॥ ૩ ॥ ગડ
ગુંબડ પીડા મિટ જાય, દેખી દુશ્મન લાગે
પાય ॥ સઘળો ભાગ્યો મનનો ભર્મ, પામ્યો
સમકિત કાપ્યાં કર્મ ॥ ૪ ॥ સુણો પ્રભુ

મોરી અરદાસ, હું સેવક તમે પૂરો આશ ॥
મુજ મન ચિંતિત કારજ કરો, ચિંતા આરતી
વિઘ્નજ હરો ॥ ૫ ॥ મેટો મારાં આળ-
જંજાળ, પ્રભુ મુજને તું નયણુ નિહાળ ॥
આપની કીર્તિ હામો ઠામ, આપ સુધારો પ્રભુ
મ્હારાં કામ ॥ ૬ ॥ જો નિત્ય નિત્ય પ્રભુ-
જીને રટે, મોતી બંધા કુલાં કટે ॥ ચેપ
લાવણુ દોનું જળ જાય, વિણુ ઔષધ કટ જાવે
છાય ॥ ૭ ॥ શાંતિનાથના નામથી થાય,
આંખે ફુટ પડળ કટ જાય ॥ કમળો પીળો
જર જર ઝરે, શાંતિ જિનેશ્વર શાતા કરે
॥ ૮ ॥ ગરમી વ્યાધિ મિટાવે રોગ, સયણુ
મિત્રનો મળે સંયોગ ॥ એહવો દેવ ન દીસે
ઓર, નહિ ચાલે દુશ્મનકો જોર ॥ ૯ ॥
લુંટારા સબ જાવે નાશ, દુર્જન ફીટી હોવે
દાસ ॥ શાંતિનાથની કીર્તિ ઘણી, કૃપા કરો

તમે ત્રિભુવન ધણી ॥ ૧૦ ॥ અરજ કરૂં છું
જોડી હાથ, આપશું નહિ કોઈ છાની વાત ॥
દેખી રહ્યા છો પોતે આપ, કાટો પ્રભુજી
મ્હારાં પાપ ॥ ૧૧ ॥ મુજ મન ચિંતિત
કરીએ કાજ, રાખો પ્રભુજી મ્હારી લાજ ॥
તુજ સમ જગમાંહિ નહિ કોઇ, તુમ ભજ-
વાથી શાતા હોય ॥ ૧૨ ॥ તુમ પાસ ચલે
નહિ મરકી રોગ, તાવ તેજરો નાંખે તોડ,
મારી મિટાઈ કીધી પ્રભુ શાંત, તુજ ગુણનો
નહિ આવે અંત ॥ ૧૩ ॥ તુમને સમરે
સાધુ સતી, તુમને સમરે જોગી યતિ ॥ કાટો
સંકટ રાખો માન, અવિચળ પદનું આપો
સ્થાન ॥ ૧૪ ॥ સંવત અઢાર ચોરાણું જાણુ,
દેશ માળવો અધિક વખાણુ ॥ શેહેર જાવરા
ચૈતર માસ, હું પ્રભુ તુમ ચરણાં કો દાસ
॥ ૧૫ ॥ ઋષિ રઘુનાથજી કીધો છંદ, કાટો

પ્રભુજી મ્હારા ફંદ ॥ હું જોઉં પ્રભુજીની વાટ, મુજ આરતિ ચિંતા સવિ કાટ ॥ ૧૯ ॥

---

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનો છંદ.

### ( તોટક વૃત્તની દેશીમાં )

જય જય જગ નાયક પાર્શ્વજિનં, પ્રણુતાખિલ માનવ દેવગણું ॥ જીન શાસન મંડન સ્વામી, જયો તુમ દર્શન દેખી આનંદ ભયો ॥ ૧ ॥ અશ્વસેન કુલાંબર ભાનુનિભં, નવ હસ્ત શરીર હરિત પ્રતિભં ॥ ધરણેંદ્ર સુસેવિત પાદ યુગં, ભરભાસુર કાંતિ સદા સુભગં ॥ ૨ ॥ નિજ રુપ વિનીર્જિત રંભપતિ, વદનો દ્યુતી શારદ શોમ તતિ ॥ નયનાંબુજ દીસ વિશાળતરા, તિલકુસુમ સન્નીભ નાસા પ્રવરા ॥ ૩ ॥ રસનામૃત કંદ સમાન સદા. દશનાવળિ અનાર કળિ સુખદા ॥

અધરારૂણ વિદ્રુમ રંગ ધનં, જય પુરૂષાદાણી પાર્શ્વજિનં ॥ ૪ ॥ અતિચારૂ મુકુટ મસ્તક દીપે, કાને કુંડળ રવિ શશિ જીપે ॥ તુજ મહિમા મહિમંડળ ગાજે, નિત પંચ શબ્દ વાજાં વાજે ॥ ૫ ॥ સુર કીન્નર વિદ્યાધર આવે, નર નારી તોરા ગુણ ગાવે ॥ તુજ સેવે ચોસઠ ઇંદ્ર સદા, તુજ નામે નાવે કષ્ટ કદા ॥૬॥ જે સેવે તુજને ભાવ ઘણે, નવ નિધિ થાય ઘર તેહ તણે ॥ અડવડીઆં તું આધાર કહ્યો સમરથ સાહિબ મેં આજ લહ્યો ॥ ૭ ॥ દુખીયાને સુખદાયક તું દાખે, અશરણને શરણે તું રાખે ॥ તુજ નામે સંકટ વિકટ ટળે, વિછડિયાં વ્હાલાં આવી મળે ॥ ૮ ॥ નટવિટ લંપટ દુરે નાસે, તુજ નામે ચોર ચરડ ત્રાસે ॥ રણ રાઉલ જય તુજ નામ થકી, સઘળે આગળ તુજ સેવ થકી

॥ ૯ ॥ યક્ષ રાક્ષસ કીન્નર સવિ ઉરગા, કરી કેસરી દાવાનળ વહિગા, વધ બંધન ભય સઘળા જાવ, જે એક મને તુજને ધ્યાવ. ॥ ૧૦ ॥ ભૂત પ્રેત પિશાચ છળી ન શકે, જગદીશ તવાભિધ જાપ થકે ॥ મ્હોટા જોટીંગ રહે દુરે, દૈત્યાદિકના તું મદ ચુરે ॥૧૧॥ ડાયણિ સાયણિ જાય હટકી, ભગવંત થાય તુજ ભજન થકી ॥ કપટી તુજ નામ લિયા કંપે, દુર્જન મુખથી જી જી જપે ॥ ૧૨ ॥ માની મચ્છરાળા મુહ મોડે, તે પણ આગળથી કર જોડે ॥ દુર્મુખ દુષ્ટાદિક તુંહિ દમે, તુજ નામે મ્હોટા મ્લેચ્છ નમે ॥ ૧૩ ॥ તુજ નામે માને નૃપ સબળા, તુજ જશ ઉજ્વળ જેમ ચંદ્રકળા ॥ તુજ નામે પામે ઋદ્ધિ ઘણી, જય જય જગદીશ્વર ત્રિજગ ધણી ॥ ૧૪ ॥ ચિંતામણી કામ સવી પામે, હય ગય રથ પાયક તુજ નામે ॥ જનપદ ઠકુરાઈ તું આપે,

દુર્જન જનનાં દારિદ્ર કાપે ॥૧૫॥ નિર્ધનને તું ધનવંત કરે, તુઠયો કોઠાર ભંડાર ભરે ॥ ઘર પુત્ર કલત્ર પરિવાર ઘણો, તે સહુ મહિમા તુમ નામ તણો ॥ ૧૬ ॥ મણી માણેક મોતી રત્ન જડયાં, સોવન ભુષણ બહુ સુઘડ જડયાં ॥ વળી પહેરણ નવરંગ વેષ ઘણા, તુજ નામે નવિ રહે કાંઈ મણા ॥૧૭॥ વૈરી વિરૂઓ નવિ તાકિ શકે, વળી ચોર ચુગલ મનથી ચમકે ॥ છળ છિદ્ર કદા કેહનો ન લગે, જીનરાજ સદા તુંજ જ્યોત જગે ॥૧૮॥ ઠગ ઠાકુર સવિ થર હર કંપે, પાખંડી પણ કો નવિ ફરકે ॥ લુંટાદિક સહુ નાસી જાયે, મારગ તુજ જપતાં જય થાયે ॥ ૧૯ ॥ જડ મુરખ જે મતિ હીન વળી, અજ્ઞાન તિમિર તસ જાય ટળી, તુજ સ્મરણથી ડાહ્યા થાએ પંડિત પદ પામી પૂજાએ ॥ ૨૦ ॥ ખસ ખાંસી

અયન પીડા નાસે, દુર્બલ મુખ દીનપણું ત્રાસે ॥ ગડ ગુંબડ કુષ્ટ જિ કે સબળા, તુજ જાપે રોગ સમે સઘળા ॥૨૧॥ ગહિલા, ગુંગા બહિરાય જિકે, તુજ ધ્યાને ગત દુઃખ થાય તિકે ॥ તનું કાંતિ કળા સુવિશેષ વધે, તુજ સ્મરણશું નવનિધિ સધે ॥ ૨૨ ॥ કરી કેસરી અહિરણ બંધ સયા, જળ જલણ જલોદર અષ્ટ ભયા ॥ રાંખણપમુહા સવિ જાય ટળી, તુજ નામે પામે રંગ રળી ॥ ૨૩ ॥ ૐ હ્રીં અર્હં શ્રી પાર્શ્વ નમો, નમિઊણ જપંતા દુષ્ટ દમો ॥ ચિંતામણી મંત્રજિકે ધ્યાન તિણઘર દિન દિન દોલત થાયે ॥૨૪॥ ત્રિક રણ શુદ્ધે જે આરાધે, તસ જશ કીર્તિ જગમાં વાધે ॥ વળી કામિત કામ સવે સાધે, સમિહીત ચિંતામણી તુજ લાધે ॥ ૨૫ ॥ મદ મચ્છર મનથી દૂર તજે, ભગવંત ભાવી

પરે જેહ ભજે ।। તસ ઘર કમળા કલ્લોલ કરે વળી રાજ્ય રમણી બહુ લીલ વરે ।।૨૬।। ભય-વારક તારક તું ત્રાતા, સજ્જન મન ગતિ મતિનો દાતા ।। માત તાત સહોદર તું સ્વામી, શિવદાયક નાયક હિત કામી ।।૨૭।। કરૂણાકર ઠાકુર તું મ્હારો, નિશિવાસર નામ જપુ ત્હારો ।। સેવકશું પરમ કૃપા કરજ્યો, વાલેશર વંછિત ફળ દેજ્યો ।।૨૮।। જીનરાજ સદા તું જયકારી, તુજ મૂર્તિ અતિ મોહન-ગારી ।। મુક્તિ મેહેલ માંહિ તુંહી બીરાજે, ત્રિભુવન ઠકુરાઈ તુજ છાજે ।। ૨૯ ।। ઇમ ભાવ ભલે જીનવર ગાયો, વામા સુત દેખી બહુ સુખ પાયો ।। રવિ શશિ મુનિ સંવચ્છર રંગે, જય દેવ સુરમાં સુખ સંગે ।। ૩૦ ।। જય જય પુરૂષાદાણી પાર્શ્વપ્રભો સકળાર્થ સમિહિત દેહીવિભો ।। બુધ હર્ષરૂચિ વિજયાય સુદા, તવ લબ્ધિરૂચિ સુખ થાય સદા. ।।૩૧।।

કળશ ( વસંતતીલકા વૃત્તમ )

ઈત્થં સ્તુત: સકળ કામિત સિદ્ધિદાતા ।
યક્ષાધીરાજ નત પાર્શ્વપ્રભોધિરાજ ॥
સ્વસ્તિ શ્રીહર્ષરૂચિ પંકજ સુપ્રસાદાત્ ।
શિષ્યેણુ લબ્ધિ રૂચિના તિમુદા પ્રસન્ન: ॥૧॥

---

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ.

(દોહરા).

કલ્પવેલ ચિંતામણી, કામધેનુ ગુણુ ખાણુ ॥ અલક્ષ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન ॥ ૧ ॥ પરમ જ્યોતિ પરમાત્મા નિરાકાર કીરતાર, નિર્ભયરૂપ જ્યોતિ સ્વરૂપ, પૂર્ણ બ્રહ્મ અપાર ॥ ૨ ॥ અવિનાશી સાહીબ ધણી, ચિંતામણી શ્રી પાર્શ્વ ॥ અરજ કરૂં કરજોડ કે, પુરો વંછીત આશ ॥ ૩ ॥ મન ચિંતિત આશા ફળે, સકળ સિદ્ધવે કામ ॥

ચિંતામણીકો જાપ જપ, ચિંતા હર એ નામ. ૪

તુમ સમ મેરે કો નહિ, ચિંતામણી ભગવાન,
ચેતનકી એહ વિનતી, દીજે અનુભવ જ્ઞાન ૫

( ચોપાઈ ).

પ્રાણુત દેવલોકથી આયે, જન્મ વણારશી નગરી પાયે ।। અશ્વસેન કુળ મંડન સ્વામી, ત્રીહુ જગકે પ્રભુ અંતરજામી ।। ૬ ।। વામાદેવી માતાકે જાયે, લંછન નાગ ફણી મણી પાએ ।। શુભ કાયા નવ હાથ વખાણું, નીલ વરણ તનુ નિર્મળ જાણું ।। ૭ ।। માનવ યક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય ।। ઇંદ્ર ચંદ્ર પાર્શ્વ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિંતામણી પાવે ।। ૮ ।। નિત સમરો ચિંતામણી સ્વામી, આશા પૂરે અંતરજામી ।। ધન ધન પાર્શ્વ પુરીષાદાણી, તુમ સમ જગમે કો નહિ નાણી ।। ૯ ।। તુમારો નામ સદા સુખકારી,

સુખ ઉપજે દુઃખ જાય વિસારી ।। ચેતનકો મન તુમારે પાસ, મનવંછીત પૂરો પ્રભુ આશ.

( દોહા ).

ૐ ભગવંત ચિંતામણી, પાર્શ્વ પ્રભુ જીન-રાય ।। નમો નમો તુમ નામસેં, રોગ શોગ મીટ જાય ।। ૧૧ ।। વાત પીત્ત દૂરે ટળે, કફ નહિ આવે પાસ ।। ચિંતામણી કે નામસેં મીટે શ્વાસ ઓર ખાસ ।। ૧૨ ।। પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથીઓ જાય; શૂળ બહોતેર દૂર રહે, દાદર ખાજ ન થાય ।। ૧૩ ।। વીસ્ફોટક ગડ ગુંમડાં, કોઢ અઢારે દૂર ।। નેત્ર રોગ સબ પરીહરે, કંઠમાળ ચકચુર ।।૧૪।। ચિંતામણી કે જાપસે, રોગ શોગ મીટ જાય, ચેતન પાર્શ્વ નામકો, સમરો મન ચિત્ત લાય ।। ૧૫ ।।

( ચોપાઈ ).

મન શુદ્ધે સમરો ભગવાન, ભયભંજન

ચિંતામણિ ધ્યાન ॥ ભૂત પ્રેત ભય જાવે દૂર, જાપ જપે સુખ સંપત્તિ પૂર ॥ ૧૬ ॥ ડાકણુ શાકણુ વ્યંતર દેવ, ભય નહિ લાગે પારસ સેવ ॥ જળચર થલચર ઉરપર જીવ, ઈનકો ભય નહિ સમરો પીવ ॥ ૧૭ ॥ વાઘ સિંહકો ભય નહિ હોય, સર્પ ગોહ આવે નહિ કોય ॥ વાટ ઘાટમે રક્ષા કરે, ચિંતામણી ચિંતા સબ હરે ॥ ૧૮ ॥ ટોણું ટામણુ જાદુ કરે, તુમારો નામ લેતાં સબ ડરે ॥ ઠગ ફાંસીગર તસ્કર હોય, દ્વેષી દુશ્મન દુષ્ટ જ કોય ॥ ૧૯ ॥ ભય સબ ભાગે તુમારે નામ, મનવંછિત પૂરો સબ કામ ॥ ભય નિવારણુ પૂરે આશ, ચેતન જપ ચિંતામણિ પાર્શ્વ ॥ ૨૦ ॥

( દોહરા ).

ચિંતામણી કે નામસે, સફળ સિદ્ધવે કામ,
રાજઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ દામ ૨૧
હય ગય રથ પાયક મળે, લક્ષ્મી કો નહિ પાર,

પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શીવ દરબાર. ૨૨
ચેતન ચિંતા હરણુકો, જાપ જપો તીન કાળ;
કર આંબિલ ષટ માસકો, ઉપજે મંગળ માળ. ૨૩
પાર્શ્વ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન,
મનવંછિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન.
૨૪. સંવત અઢારા ઉપરે, સાડત્રિશકો પરિમાણ;
પોષ શુકલ દિન પંચમી, વાર શનિશ્ચર જાણ ૨૫
પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિત્ત લાય,
ચેતન સંપત્તિ બહુ મળે, સમરો મન વચ કાય ૨૬

---

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનો છંદ.

આપણ ઘર બેઠાં લીલ કરો, નિજ પુત્ર કલત્રશું પ્રેમ ધરો, તુમે દેશ દેશાંતર કાંઈ દોડો નિત્ય પાર્શ્વ જપો શ્રી જીન રૂડો. ૧ મનવંછિત સઘળાં કાજ સરે, શીર ઉપર છત્ર ચામર ધરે, કલમલ આગળ ચાલે ઘોડા, નિત્ય૦ ૨

ભૂત પ્રેત પિશાચ વળી, સાયણિ ને ડાયણિ
જાય ટળી, છળછીદ્ર ન કોઇ લાગે જુડો,
નિત્ય૦ ૩ ॥ એકાંતર તાવ સિયોદાહ, ઔષધ
વિણ જાય ક્ષણુ માંહ, નવિ દુઃખે માથુ પગ.
ગુડો, નિત્ય૦ ૪ ॥ કંઠમાળ ગડ ગુંબડ સબળા
તસ ઉદર રોગ ટળે સઘળા, પીડા ન કરે ફિન
ગળ ફોડો, નિત્ય૦ ૫ ॥ જાગતો તીર્થંકર પાર્શ્વ
કહુ, એમ જાણે સઘળો જગત સહુ, તતક્ષણુ
અશુભ કર્મ તોડો, નિત્ય૦ ૬ ॥ પાર્શ્વ વાણુારસિ
પુરી નગરી, તિહાં ઉદયો જિનવર ઉદય કરી,
સમય સુંદર કહે કર જોડો, નિત્ય૦ ॥ ૭ ॥

---

## શ્રી પાર્શ્વનાથનો છંદ.

પ્રણુમુ પાર્શ્વજિણુંદ, દરસણુ દીઠે આનંદ
નગરી વાણુારસિ ઠાય, તિહાં અશ્વસેન રાય.
॥૧॥ વામા તસ પટરાણી, રૂપે રંભા સમાણી;

તસઘર પાર્શ્વ ઉપના, લાધ્યા ચઉદ સુપના ॥૨॥
પોષ વદી દસમી સાર, જનમ્યો પાર્શ્વકુમાર
છપ્પન કુમારિકા આવે, સ્તુતિ કરી ગુણ ગાવે
॥૩॥ સર્વે સુરપતી રંગે, લઈ ગયા મેરૂને સંગે;
ઈંદ્ર સર્વે તિહાં મલીયા, જન્મ મહોત્સવ કરી
વળીયા. ૪ ॥ મુકયા માતાજીની પાસ, ચીરંજીવો
ઇમ ભાષય; તાતે મહોત્સવ કીધો, પાર્શ્વકુમાર
નામ દીધો. ॥૫॥ જોમન વય જબ જાણી, જોડે
પ્રભાવંતિ રાણી; પરણાવ્યા શ્રી જીનરાય, સેવે
સુરનર પાય ॥૬॥ ભોગ તણા ફળ લહી, દાન
સંવત્સરી દેઇ; ત્રણસેં નરવર સાથે, સંજમ
લીધો જગનાથે ॥૭॥ તપ સંજમે કરમો વામી,
જીનવર કેવળ પામી; પોત્યા મુક્તિ મોઝાર,
જપતા જયજયકાર ॥૮॥ એકસો વર્ષનું આય,
નવ કર શોભીતી કાય; તેવીશમાં જીનરાય, નામે
નવનિધ થાય. ॥૯॥ પાર્શ્વ ઉપસર્ગ ચુરે, મન
વંછિત સુખ પુરે; સફળ ફળે તસ આશ, નામ

જપે જેહ પાર્શ્વ. ॥૧૦॥ સ્તવન સદા સુખકારી ભણશે જે નરનારી, ભોજ ભણે કરજોડી, પામે કલ્યાણની કોડી ॥ ૧૧ ॥

---

## શ્રી પાર્શ્વનાથનો છંદ.

વંછીત આશ પૂર્ણ પ્રભુ પ્રણમં,
વામાનંદ નમો ભય હરણં;
વિમળ ભગવતે આશ્રિત પૂર્ણં,
પાર્શ્વનાથ નમો સુખ કરણં. ૧
જય હ્રીં ભવોદધિ તરણં,
દેવ ધરણેંદ્ર સુસેવિત ચરણં;
પદ્માવતી સહિતાય સુધરણં. પાર્શ્વ૦ ૨
અદ્દિરૂ મદ્દિરૂ ક્ષુદ્ર વિદરણં,
ઘટી ક્ષુદ્રા નખિ નિરાકરણં;
દુષ્ટાન્ સ્તંભય સ્તંભય જગ શરણં. પાર્શ્વ૦ ૩
જગવલ્લભ રતિ પતિ રૂપરયણં,

સ્વાહા સુધારસ સુંદર વયણું;
સેવક સુખદાયક વર નયણું. પાર્શ્વ૦ ૪
દુર્જન તિમિર નિવા હરણું,
સકલ તાપ હરણું શશિ સુખ કરણું;
ધર્મસિંહ પ્રભુ જગ આભરણું. પાર્શ્વ૦ ૫

---

## શ્રી ચોત્રીસો યંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૧૬ | ૯ | ૪ | ૫ |
| ૩ | ૬ | ૧૫ | ૧૦ |
| ૧૩ | ૧૨ | ૧ | ૮ |
| ૨ | ૭ | ૧૪ | ૧૧ |

પ્રણમ્ય પાર્શ્વજીન ગુણ મંદિર, વિદ્યા

ચોતિસ અતીસે સુંદરં, દુઃખ દારિદ્રહરં તાસ ગુણ ઉચ્ચરં, વંછિયે સુહકરં પાર્શ્વજીનેશ્વરં. ૧ નિજિયં સોલકસાય નિરંતરં, દેસિયં તત્વ નવ ચોવિહું વરં, પંચસુમઈ ધરં તિન રયણાયરં, વંછિયે૦ ॥૨॥ જીવ છકાય નિજ કરૂણા ધરં, નિર્મળ જશધરં પુન્યં શશીકરં, સમણ દસ ધમ્મં સહે સંજમ સાગરં, વંછિયે૦ ॥૩॥ નિખલિયં તેર કિરિયાપયં, નિજીયં બાર સાવયં ધમ્મો ઉવદેસીયં, દુરિ એક અસંજમ પરિહરં, વંછિયે૦ ॥૪॥ અષ્ટસુસિદ્ધિ દુનિમગ ભાસીયં, સપ્ત ભય નિજીયં ચઉદ પુવ્વદેસિયં; અંગ ઈગ્યાર નિરૂપ ઉત્તરં, વંછિયે૦ ॥૫॥ એ ગુણ સંયુતં વિદ્યાદેવીયતં, ધરણ પોમાવઈનાં પાય સેવિતં, વાસમંદિરં પુરલહીજે કરં, વંછિયે૦ ॥૬॥ અહોતહો અંગ રોહણી પન્નતિ વિધસંકુશા, વિધઅંકુશ ચક્રેશ્વરી નિર્મલા, નિર્દતાકાલી મહાકાલી ગોરી

વરં,વંછિયેં ॥૭॥ ગંધારી મહાજ્વાલા માણુવઈ, રૂટા અછુટા માણુસીહરં વિઘનં, સર્વ સંકટા મહા માનસી જીનસેવિનિરંતરં, વંછિયેં ॥૮॥ ભાવ ભતીયે જોતી વિહિયધ્યાયસદં, પાવય વિવિહંવરં વંછિએ સંપદં, વિઘ્નચિંતાગ્રહ શોગ સંભેહરં, વંછિયેં ॥૯॥ શાયણી ડાયણી અરિદલ હરિ કરી, વિષહર જલણુજલ રણુ વણું ગિરિદરં, એહુ પીડા ન કરે પુહવી ચિત્તધરં, વંછિયેં ॥૧૦॥ રાયભય મારી ભય સર્વભય ખંડિયં, સયલરિપુદલ કુદિઠિનમંડિયં, રિદ્ધિ સિદ્ધિ બુદ્ધિ કીર્તિ દેહી ગુણુ સાયરં, વંછિયેં॥૧૧॥ ૐજુકતે જય જય સ્વામી નમો નમ:, ૐજગવસીકારકં સ્વામી નમોનમ:, નામ જપંતા તુહ સુરનર કિંન્નરં, વંછિયેં ॥ ૧૨॥ પાર્શ્વજીન જે સ્તવેવિમલ મનરસં, તસ્સઘર સયલ લચ્છિસો વાસો વસે; લલીયં સુભાસીયં ધર્મસિંહ મુનિવરં, વંછિયેં ॥૧૩॥

# પાંસઠીયો યંત્ર અને તેનો છંદ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

શ્રી નેમીશ્વર સંભવ શ્યામ, સુવિધિ ધર્મ શાંતિ અભિરામ ાા અનંત સુવ્રત નમીનાથ સુજાણુ, શ્રી જીનવર મુજ કરો કલ્યાણુ ાા૧ાા અજીતનાથ ચંદ્રપ્રભુ ધીર, આદીશ્વર સુપાર્શ્વ ગંભીર ાા વિમળનાથ વિમળ જગ જાણુ, શ્રી જીનવર૦ ાા ૨ ાા મલ્લીનાથ જીન મંગળ

રૂપ, પચવીશ ધનુષ સુંદર સ્વરૂપ ॥ શ્રી અરનાથ નમું વર્દ્ધમાન, શ્રી જીનવર૦ ॥૩॥ સુમતિ પદ્મ પ્રભ અવતંસ, વાસુપૂજ્ય શીતળ શ્રેયાંસ ॥ કુંથુ પાર્શ્વ અભિનંદન ભાણ, શ્રી જીનવર૦ ॥૪॥ ઇણીપરે જિનવરજી સંભારીયે, દુઃખ દારિદ્ર વિઘ્ન નીવારિયે ॥ પચ્ચીશે પાંસઠ પરમાણ, શ્રી જીનવર૦ ॥૫॥ એમ ભણુતા દુઃખ નાવે કદા, જો નિજ પાસે રાખો સદા ॥ ધરીયે પંચતણું મન ધ્યાન, શ્રી જિનવર૦ ॥૬॥ શ્રી જિનવર નામે વંછિત મળે, મનવંછિત સહુ આશા ફળે ॥ ધર્મસિંહ મુનિ નામ નિધાન, શ્રી જિનવર૦ ॥૭॥

---

## શ્રી મહાવીર સ્વામીનો છંદ.

શ્રી સિદ્ધાર્થ કુળ શણગાર, ત્રિશલા દેવી સુત જગ આધાર; શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન ૧ તુમ નામે લહિયે

સંપદા, તુમ નામે મન વંછિત મુદા; તુમ નામે લહિયે સન્માન, શરણુ૦ ૨. દુર્જન દુષ્ટ વૈરી વીકરાળ, તુમ નામે નાસે તત્કાળ; તુમ નામે દિન દિન કલ્યાણ, શરણુ૦ ૩. તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહિ કદા; રોગ શોગ ચિંતા નવી જાણ, શરણુ૦ ૪. ગ્રહાદિક પીડા નવી કરે, નામ તમારૂં જે અનુસરે, ધર્મસિંહ મુનિ ભાવ પ્રધાન, શરણુ૦ ॥ ૫ ॥

---

## શ્રી મહાવીર સ્વામીનો છંદ.

સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારી, અરિ ક્રોધને મનથી દૂર વારી ॥ સંતોષવૃત્તિ ધરો ચિત્તમાંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉત્સાહી ॥ ૧ ॥ પડયા મોહના પાશમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્ત્વની વાત તેણે ન જાણી ॥ મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો, જીનમાર્ગ છાંડી ભૂલા કાં ભમો છો ॥ ૨ ॥ અલોભી

અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો ।। હરિ હરાદિ અન્યને શું નમો છો, નદી ગંગ મુકી ગળીમાં રમો છો ।। ૩ ।। કોઈ દેવ હાથે અસિ ચક્રધારા, કોઈ દેવ ઘાલે ગળે રૂંઢમાળા ।। કોઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કોઈ દેવ સાથે રમે વૃંદ રામા ।। ૪ ।। કોઇ દેવ જપે લેઈ જપમાળા, કોઇ માંસ ભક્ષી મહા વીકરાળા ।। કોઈ યોગિણી ભોગિણી ભોગ રાગે, કોઈ રૂદ્રાણી છાગનો હોમ માગે ।। ૫ ।। ઇશા દેવ દેવી તણી આશ રાખે, તદા મુકિતનાં સુખને કેમ ચાખે, જદા લોભના થોભનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન્ન ભાવ્યો ।। ૬ ।। જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ આગળે કહો કોણ સુખ ચાખે ।। દીનહીનની ભીડ તે કેમ ભાંજે, કુટયો ઢોલ હોએ કહો કેમ વાજે ।। ૭ ।। અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષદાતા,

જયા ગઈં બહુ વિહં, સવ્વ જીવાણ જાણઈ ॥
તયા પુન્નંચ પાવંચ, બંધ મોખ્ખચં જાણઈ ।૧૫
જયા પુન્નંચ, પાવંચ, બંધ મોકખંચ જાણઈ ॥
તયા નિવ્વિંદએ ભોએ, જે દિવ્વે જેયમાણુસે ।૧૬
જયા નિવ્વિંદએ ભોએ, જે દિવ્વે જેય માણુસે ॥
તયા ચયઈ સંજોગં, સબ્ભિન્તરંચબાહિરં ॥૧૭
જયા ચયઈ સંજોગં, સબ્ભિન્તરંચ બાહિરં ॥
તયા મુંડેભવિત્તાણં, પવ્વઈએ અણગારિયં ॥૧૮
જયામુંડે ભવિત્તાણં, પવ્વઈએ અણગારિયં ॥
તયા સંવર મુક્કિઠં, ધમ્મં ફાસે આણુત્તરં ॥૧૯
જયા સંવર મુક્કિઠં, ધમ્મં ફાસે આણુત્તરં ॥
તયા ધુણઈ કમ્મરયં, અબોહિ કલુસંકડં ॥૨૦
જયા ધુણઈ કમ્મરયં, અબોહિ કલુસં કડં ॥
તયા સવ્વત્તગં નાણં, દંસણં ચાભિ ગચ્છઈ ॥૨૧
જયા સવ્વત્તગં નાણં, દંસણં ચાભિગચ્છઈ ॥
તયા લોગમ લોગંચ, જિણો જાણઈ કેવલી ૨૨

જયા લોગ મલોગં ચ, જિણો જાણુઇ કેવલી ॥
તયા જોગે નિરૂંભિત્તા, સેલેસિં પડિ વજ્જઇ ॥૨૩॥
જયા જોગે નિરૂંભિત્તા, સેલેસિં પડિ વજ્જઈ ॥
તયા કમ્મં ખવિતાણું, સિદ્ધિં ગચ્છઇ નીરઓ ૨૪
જયાકમ્મંખવિતાણું, સિદ્ધિ ગચ્છઈ નીરઓ ॥
તયાલોગમત્થયત્થો, સિદ્ધો હુવઇ સાસઓ ॥૨૫॥
સુહ સાયગસ્સ સમણુસ્સ, સાયા ઉલગસ્સ નિ-
ગામ સાઇસ્સ ॥ ઉચ્છોલણા પહેઅસ્સ, દુલ્લ-
હાસુગઇતારિસગસ્સ ॥૨૬॥ તવોગુણ પહાણુસ્સ,
ઉજ્જુમઈ ખંતિસંજય રયસ્સ ॥ પરીસહે
જિણં તસ્સ, સુલહા સુગઈ તારિસગસ્સ
॥ ૨૭ ॥ પચ્છાવિતે પયાયા, ખિપ્પં
ગચ્છંતિ અમરભવણાઈં ॥ જેસિં પિઓ તવો
સંજમો, ય ખંતીય બંભચેરં ચ ॥ ૨૮ ॥
ઇચ્ચેયં છજ્જીવણિયં, સમ્મદિઠિ સયાજએ ॥
દુલ્લહં લભિત્ત સામણ્ણં, કમ્મુણા ન વિરાહિ-

જાણાસિ તિબેમિ ॥૨૯॥ ઇતિ છજ્જીવણિયા નામ ચઉત્થં અજ્ઝયણં સમ્મતં ॥

---

**ઉત્તરાધ્યયન સૂત્રનું ત્રીજું અધ્યયન.**

ચત્તારિ પરમંગાણિ, દુલ્લહાણિહ જંતુણો ॥ માણુસત્તં સુઇ સદ્ધા, સંજમ્મમિ ય વીરિયં ॥ ૧ ॥ સમાવન્નાણં સંસારે, નાણાગોત્તાસુ જાઇસુ ॥ કમ્મા નાણાવિહા કટ્ટુ, પુઢો વિસ્સંભિયા પયા ॥ ૨ ॥ એગયા દેવલોએસુ, નરએસુવિ એગયા ॥ એગયા આસુરંકાયં, અહાકમ્મેહિં ગચ્છઇ ॥ ૩ ॥ એગયા ખત્તિયો હોઇ, તઓ ચંડાલ બોક્કસો ॥ તઓ કીડ પયંગો ય, તઓ કુંથુ પિપીલિયા ॥૪॥ એવમાવટ્ટ જોણીસુ, પાણિણો કમ્મ કિબ્વિસા ॥ ન નિવિજ્જંતિ સંસારે, સવ્વટ્ઠેસુ વ ખત્તિયા ॥ ૫ ॥ કમ્મસંગેહિં સંમૂઢા, દુઃક્ખિયા બહુ

વેયણા ॥ અમાણુસાસુ જોણીસુ, વિણિહમ્મંતિ પાણિણો ॥ ૬ ॥ કમ્માણં તુ પહાણાએ, આણુપુવ્વી કયાઈ ઓ ॥ જીવા સોહિમણુપત્તા, આયયંતિ મણુસ્સયં ॥ ૭ ॥ માણુસ્સં વિગ્ગહં લધ્ધું, સુઈ ધમ્મસ્સ દુલ્લહા ॥ જં સોચ્ચા પડિવજ્જંતિ, તવં ખંતિ મહિંસયં ॥ ૮ ॥ આહચ્ચ સવણં લધ્ધું, સદ્ધા પરમ દુલ્લહા ॥ સોચ્ચા નેઆઉયં મગ્ગં, બહવે પરિભસ્સઈ ॥ ૯ ॥ સુઈં ચ લધ્ધું સદ્ધં ચ, વીરિયં પુણ દુલ્લહં ॥ બહવે રોયમાણા વિ, નો યણં પડિવજ્જએ ॥ ૧૦ ॥ માણુસત્તંમિ આયાઓ, જો ધમ્મં સોચ્ચ સદ્દહે ॥ તવસ્સી વીરિયં લધ્ધું, સવુડે નિધ્ધુણે રયં ॥ ૧૧ ॥ સોહી ઉજ્જુયભૂયસ્સ, ધમ્મો સુદ્ધસ્સ ચિટ્ઠઈ ॥ નિવ્વાણં પરમં જાઈ, ઘય સિત્તિવ્વ પાવએ ॥૧૨॥ વિગિંચ કમ્મુણો હેઉં, જસં સચિણુ ખંતિએ

॥ પાઢવં શરીરં હિચ્ચા, ઉઢં પક્કમઈ દિસં ॥ ૧૩ ॥ વિસાલિસેહિં સીલેહિં, જખા ઉત્તર ઉત્તરા ॥ મહાસુક્કા વ દિપ્પંતા, મન્નંતા અપુણુચ્ચવં ॥ ૧૪ ॥ અપ્પિયા દેવકામણું, કામરૂવવિઉવ્વિણો ઉઢ્ઢં કપ્પેસુ ચિટ્ઠંતિ, પુવ્વાવાસસયા બહુ ॥ ૧૫ ॥ તથ્થ ઠિચ્ચા જહાઠાણું, જકખા આઉકખએ ચુયા ॥ ઉવેંતિ માણુસં જોણિં, સે દસંગેડભિજાયઇ ॥ ૧૬ ॥ ખેત્તં વથ્થુ હિરણ્ણં ચ, પસવો દાસ પોરૂસં ॥ ચત્તારિ કામખંધાણિ, તથ્થ સે ઉવવજ્જઇ ॥ ૧૭ ॥ મિત્તવં નાઇવ હોઇ, ઉચ્ચાગોએ ય વન્નવં ॥ અપ્પાયંકે મહાપન્ને, અભિજાયે જસો બલે ॥૧૮॥ ભોચ્ચા માણુસ્સએ ભોએ, અપ્પડિરૂવે અહાઉયં ॥ પુવ્વિં વિસુદ્ધ સદ્ધમ્મે, કેવલં બોહિ બુજ્ઝિયા ॥ ૧૯ ॥ ચઉરંગં દુલ્લહં નચ્ચા, સંજમં પડિવજ્જિયા તવસા

ધુયકમ્મંસે, સિધ્ધે હુવઇ સાસએ ॥ ત્તિ-બેમિ ॥ ૨૦ ॥

॥ ઇતિ ત્રીજું અધ્યયન ॥

卐

## ચોથું અધ્યયન.

અસંખયં જીવિય મા પમાયએ, જરો-વણીયસ્સહુ નથ્થિ તાણં ॥ એવં વિયાણ્ણા હિ જણે પમત્તે, કિં નુ વિહિંસા અજયા ગહિંતિ ॥ ૧ ॥ જે પાવકમ્મેહિં ધણં માણુ-સા, સમાયયંતી અમઇં ગહાય ॥ પહાય તે પાસપયઠિએ નરે, વેરાણુબદ્ધા નરયં ઉવેંતિ ॥૨॥ તેણે જહા સંધિમુહે ગહીએ, સકમ્મુણા કિચ્ચઇ પાવકારી ॥ એવં પયા પેચ્ચ ઇહં ચ લોએ, કડાણ કમ્માણ ન મોખ્ખ અથ્થિ ॥ ૩ ॥ સંસાર–માવન્ન પરસ્સ અઠ્ઠા, સાહા રણં જં ચ કરેઇ કમ્મં ॥ કમ્મસ્સ તે તસ્સ

ઉ વેયકાલે, ન બંધવા બંધવયં ઉવેતિ ॥૪॥
વિત્તેણ તાણં ન લભે પમત્તે, ઇમંમિ લોએ
અહુવા પરત્થા ॥ દીવપ્પણટ્ઠેવ અણંતમોહે,
નેયાઉયં દટ્ઠુ-મદટ્ઠુ-મેવ ॥ ૫ ॥ સુત્તેસુ યાવિ
પડિબુદ્ધજીવી, ન વીસસે પંડિય આસુપન્ને ।
ઘોરા મુહુત્તા અબલં શરીરં, ભારંડપક્ખીવ
ચરેડપ્પમત્તો ॥ ૬ ॥ ચરે પયાઇં પરિસંક
માણો, જં કિંચિપાસં ઇહ મન્નમાણો ॥ લા
ભંતરે જીવિય બૂહઇત્તા, પચ્છા પરિન્નાય મ
લાવધંસી ॥ ૭ ॥ છંદંનિરોહેણ ઉવેઇ મોક્ખ
આસે જહા સિક્ખિય વમ્મધારી ॥ પુવ્વા
વાસાઇં ચરેડપમત્તો, તમ્હા મુણી ખિપ્પ મુવે
મોક્ખં, ॥૮॥ સ પુવ્વમેવં ન લભેજ્જ પચ્છ
એસોવમા સાસયવાઇયાણં ॥ વિસીયઇ સિઢિ
આઉયંમિ, કાલોવણીએ સરિરસ્સ ભેએ ॥૯
ખિપ્પં ન સક્કેઇ વિવેગ-મેઉં, તમ્હા સમુટ્ઠ

પહાય કામે, સમ્મિચ્ચ લોગં સમયા મહેસી, અપ્પાણ રક્ખીવ ચરે પમત્તો ॥૧૦॥ મુહું મુહું મોહગુણે જયંતં, અણેગરૂવા સમણં ચરંતં ॥ ફાસા ફુસંતિ અસમંજસં ચ, ન તેસુ ભિક્ખુ મણસા પઉસ્સે ॥ ૧૧ ॥ મંદા ય ફાસા બહુ-લોહણિજ્જા, તહપ્પગારેસુ મણં, ન કુજ્જા ॥ રક્ખિજ્જ કોહં વિણએજ્જ માણં માયં ન સેવેજ્જ પહેજ્જ લોહં ॥ ૧૨ ॥ જેડસંખયા તુચ્છ પરપ્પવાઈ, તે પેજ્જ દોસાણુગયા પરજ્ઝા ॥ એ એ; અહંમેતિ દુગંછમાણો, કંખે ગુણે જાવ સરિરસ્સ ભેઓ ॥ ત્તિ બેમિ ॥ ૧૩ ॥

॥ ઇતિ ચોથું અધ્યયન ॥

卐——卐——卐

# ભાગ ત્રીજો.

## શ્રી ગૌતમ પૃચ્છા.

પ્ર૦—શ્રી ગૌતમ સ્વામી પૃચ્છા કરે, કહોને સ્વામી શ્રી વર્દ્ધમાનજી; કેણે કર્મે નિરધન નિરવંશી, કેણે કર્મે નિષ્ફળ હોય, ॥ કહોને૦ ॥ ૧ ॥

ઉ૦—પર ધન ભાગે ને પર દમે, તેણે કર્મે નિરધન હોય; હો વત્સ ગોયમા સાંભળો ॥ ૨ ॥ થાપણ મોસારે જે કરે, તેણે કર્મે નિરવંશ હોય ॥ હો વત્સ૦ ॥ ૩ ॥ ઘાત ઘાલે ગર્ભાવાસની, તેણે કર્મે નિષ્ફળ હોય ॥ હો વત્સ૦ ॥ ૪ ॥

પ્ર૦—કેણે કર્મે વેશ્યા ને વિધવા, કેણે કર્મે નપુંસક હોય ॥ કહોને૦ ॥ ૫ ॥

ઉ૦—દુગંછા કરે જૈન ધર્મની, તેણે કર્મે વેશ્યાજ હોય ॥ હો વત્સ૦ ॥ ૬ ॥ શિયળ ખંડીને ભોગ ભોગવ્યા, તેણે કર્મે વિધવા હોય ॥ હો વત્સ૦ ॥ ૭ ॥ વેશ્યાનો સંગજ જે કરે, તેણે કર્મે નપુંસક હોય ॥ હો વત્સ૦ ॥

પ્ર૦—કેણે કર્મે ગર્ભથી ગળી જાય, કેણે કર્મે પીઠી ભર્યાં જાય ॥ કહોને૦ ॥ ૯ ॥

ઉ૦-વાડી વેડાવે કુણા મોગરા, તેણે કર્મે ગર્ભથી ગળી જાય ॥ હો વત્સ૦ ॥૧૦॥ ફુલ વીંધાવી કર્સ બાંધીયાં, તેણે કર્મે પીઠી ભર્યાં જાય ॥ હો વત્સ૦ ॥ ૧૧ ॥

પ્ર૦—કેણે કર્મે ઠુંઠા ને પાંગળા, કેણે કર્મે જાતી અંધ હોય ॥ કહોને૦ ॥ ૧૨ ॥

ઉ૦—જે જીવ ફેરે રે ચોરંગમાં, તેણે કર્મે પાંગળા હોય ॥ હોય વત્સ૦ ॥ ૧૩ ॥ આંખો કાઢે રે પર જીવની, તેણે કર્મે જાતી અંધ હોય ॥ હો વત્સ૦ ॥ ૧૪ ॥

પ્ર૦—કેણે કર્મે શોકયજ ઉપજે, કેણે કર્મે કલંક ચઢે ॥ કહોને૦ ॥ ૧૫ ॥

ઉ૦—વેરો ને વંચોરે જે કરે, તેણે કર્મે શોકયજ ઉપજંત ॥ હો વત્સ૦ ॥ ૧૬ ॥ શાખ ભરીને કર્મ બાંધીયા, તેણે કર્મે કલંક ચઢંત ॥ હો વત્સ૦ ॥ ૧૭ ॥

પ્ર૦—કેણે કર્મે વિષધર ઉપજે, કેણે કર્મે જશહીણુ હોય ॥ કહોને૦ ॥ ૧૮ ॥

ઉ૦—રીસ ભર્યા મરે રે અણબોલડે, તેણે કર્મે વિષધર હોય ॥ હો વત્સ૦ ॥ ૧૯ ॥ જે જીવ રાગે રે વ્યાપીઓ, તેણે કર્મે જશહીણુ હોય ॥ હો વત્સ૦ ॥ ૨૦ ॥

પ્ર૦—કેણુ કર્મે જીવ નિગોદમાં, કેણે કર્મે તિર્યંચમાં જાય ॥ કહોને૦ ॥ ૨૧ ॥

ઉ૦—જે જીવ મોહમાં વ્યાપીયો, તેણે કર્મે નિગોદમાં જાય ॥ હો વત્સ૦ ॥ ૨૨ ॥ જે જીવ

માયામાં વ્યાપીઓ, તેણે કર્મે તિર્યંચમાં જાય ॥ હો વત્સ૦ ॥ ૨૩ ॥

પ્ર૦—કેણે કર્મે જીવ એકેંદ્રિ, કેણે કર્મે પંચઇંદ્રિ હોય ॥ કહોને૦ ॥ ૨૪ ॥

ઉ૦—પંચ ઇંદ્રિ જેણે વશ નવ કરી, તેણે કર્મે એકેંદ્રિ હોય ॥ હો વત્સ૦ ॥૨૫॥ પંચઇંદ્રિ જેણે વશ કરી, તેણે કર્મે પંચઇંદ્રિ હોય ॥ હોય વત્સ૦ ॥ ૨૬ ॥

પ્ર૦—કેણે કર્મે જીવડો બહુ ભમે, કેણે કર્મે થોડેરો સંસાર ॥ કહોને૦ ॥ ૨૭ ॥

ઉ૦—જે જીવ મોહ મત્સર કરે, તેણે કર્મે સંસાર ફરંત ॥ હો વત્સ૦ ॥૨૮॥ જે જીવ વિનય ભક્તિ કરે, તેણે કર્મે સંસાર તરંત ॥ હો વત્સ૦ ॥ ૨૯ ॥

પ્ર૦—કેણે કર્મે જીવડો નીચ કુળે, કેણે કર્મે ઉંચ કુળ હોય ॥ કહોને૦ ॥ ૩૦ ॥

ઉ૦—દાન દીધાંરે અસુઝતાં, તેણે કર્મે નીચ કુળ હોય ાા હો વત્સ૦ ાા ૩૧ ાા દાન દીધાંરે સુપાત્રને, તેણે કર્મે ઉંચ કુળ હોય ાા હો વત્સ૦ ાા ૩૨ ાા

પ્ર૦—કેણે કર્મે જીવડો નરકમાં, કેણે કર્મે સ્વર્ગ વિમાન ાા કહોને૦ ાા ૩૩ ાા

ઉ૦—જે જીવ જીભ સ્વાદે રે વ્યાપીઓ, તેણે કર્મે નરક મોઝાર ાા હો વત્સ૦ ાા૩૪ાા દાન શિયળ તપ ભાવના, તેણે કર્મે સ્વર્ગ વિમાન ાા હો વત્સ૦ ાા ૩૫ ાા

પ્ર૦—ગોતમે કેવળ માગીયું, દ્યોને સ્વામી શ્રી વર્દ્ધમાન ાા આપોરે સ્વામી શ્રી વર્દ્ધમાનજી ાા ૩૬ ાા

ઉ૦—એણે મોહે કેવળ ન પામીએ, મોહથી ન હોય નિરવાણ ાા હો વત્સ૦ ાા૩૭ાા ગોતમ કેવળ પામીયા, મહાવીર સ્વામી પહોંચ્યા નિરવાણ ાા હો વત્સ૦ ાા ૩૮ ાા

## બાર વ્રતના છપ્પા.

જીવ દયા નિત્ય પાળીએ, વ્રત પહેલું કહીએ,
સૂક્ષ્મ બાદર જીવને, અભયદાનજ દઈએ,
સાધારણ પ્રત્યેકમાં, બહુ પાપજ જાણો,
અનંત કાયને ઓળખી, દયા મન આણો.
છકાયની રક્ષા કરો, સર્વ કુટુંબ જાણો
આપણું; પ્રકાશસિંહ વાણી વદે, તો ખરૂં
તુજ ડાહ્યાપણું. ૧

મૃષાવાદ નવિ બોલીએ, વ્રત બીજું કહીએ;
ભરવી કુડી સાખ, તેથી અળગા રહીએ;
પંચમાં પૂછે વાત, ત્યાં નવિ બોલીએ ખોટું;
આ ભવ પામે માન, પરભવ સુખજ મોટું.
એહવું જાણી પ્રાણીયા, મૃષાવાદ નવિ
ભાખીએ; પ્રકાશસિંહ વાણી વદે, જીભા જત-
ન કરી રાખીએ. ૨

અદત્તાદાન ન લીજીએ, ચોરી નવિ કીજે;
વસ્તુ પરાઇ હાથ જડે, તો પાછી દીજે;
કુડાં તોલાં ત્રાજવાં, વળી માપજ મોટું,
મીઠું બોલે મુખ થકી, પણ ચાલે ખોટું.
એહવી માયા કેળવી, મલકાણો મનમાં,
ઘણું, પ્રકાશસિંહ વાણી વદે, (કે) રાજ નથી
બાપ પોપા તણું. ૩.
પરનારીનો સંગ નિવારો, (તમે) ઉત્તમ પ્રાણી,
શિયળ પાળો નિર્મળું, આતમ-હિત જાણી;
પરનારીના સંગ થકી, તમે નિર્ધન થાશો,
આ ભવ દંડે રાજ્ય, પરભવ નરકે જાશો.
એવું જાણી પ્રાણીયા, શિયળ વ્રત પાળો
સોહામણો, પ્રકાશસિંહ વાણી વદે (કે) મહીમા
વ્રત ચોથા તણો. ૪.
સોનું, રૂપું, ધન, માલ, તું તો પામ્યો કોડી,
કુડ, કપટ, છળ ભેદ કરી તેં માયા જોડી;

આશા તૃષ્ણા નવિ મટે, મન વાજે ભેરી,
તૃપ્તી ન પામ્યો આત્મા, મન હોંશ ઘણેરી.
અંત સમય મૂકી કરી, એકલડા જાવું સહી; પ્રકાશસિંહ વાણી વદે, [ કે ] મનની મમતા મનમાં રહી. ૫
ઉંચી, નીચી, જળ-થળ વાટની, મર્યાદા કરજે,
છઠ્ઠા વ્રતની વાત, ત્હારે હૈડે ધરજે,
અધિકી રાવઇ એહની, તું ટાળે પ્રાણી,
તો સુખ પામીશ શાશ્વતાં, ઇમ બોલ્યા નાણી.
એહવું જાણી પ્રાણીયા, રાવઇ (ટાળ) દેશ પરદેશની; પ્રકાશસિંહ વાણી વદે (તો) ભુંગળ ભાગે કષ્ટની. ૬
સાત વ્યસન નવિ સેવીએ, નવિ પીજે તાડી,
છવ્વીસ બોલની ધારણા, તું ધરજે દહાડી;
પાપતણો વ્યાપાર, પ્રાણી તું પરિહરજે,
ધન, ધાન કુવિય જાતની, મર્યાદા કરજે.

સંખ્યા દુપદ ચૌપદ તણી, ૬૯ રાખે ત્હારો આતમા; પ્રકાશસિંહ વાણી વદે, [કે] એ વ્રત પાળો સાતમા. ૭

વશ રાખજે ત્હારી જીભડી, અનર્થાદંડે,
કાજ ન સીઝે આપણું, તું શીદને મંડે;
જેથી લાગે પાપ, તેથી અળગો રહેજે,
ધર્મ-ધ્યાનની વાતમાં, તું વળગ્યો રહેજે.

પોતાથી પળતું નથી, ને પારકું તું ક્યાં લહે, પ્રકાશસિંહ વાણી વદે, કે ત્હારાં કર્યાં તું સહે. ૮

નિત્ય સામાયિક કીજીયે, સુણ ઉત્તમ પ્રાણી,
લાભ ઘણો છે એહમાં, ઇમ બોલ્યા નાણી;
મેરૂ કંચનથી અધિક, કોઇ દાનજ આપે,
તોલ ન આવે તેહનો, ઇમ જીનવર થાપે.

એવું જાણી પ્રાણીયા, નિત્ય સામાયિક કીજીએ; પ્રકાશસિંહ વાણી વદે, [તો] મુક્તિ તણાં સુખ લીજીએ. ૯

વહેલો ઉઠી આતમા, તું ધ્યાનજ ધરજે,
દશમા વ્રતની વાર્તા, તું હૈડે ધરજે;
ઘણા દ્રવ્ય નવિ ધારીયે, ગૃદ્ધિ નવિ થઈએ,
સાધુ-સાધ્વીને વાંદવા, દિન પ્રત્યે જઈએ.

એવું જાણી પ્રાણીયા, ઘણાં દ્રવ્ય નવિ ધારીયે; પ્રકાશસિંહ વાણી વદે, (કે) ઇંદ્રિનો રસ ગાળીએ. ૧૦

પોષધ કીજે ભાવશું, આતમ વશ રાખી,
જીમ કીધા દશ શ્રાવકે, સૂત્રને સાખી;
જતના કરજે જીવની, સુક્ષમ ને બાદર,
ધ્યાન ધરો નવકારનું, એવું વ્રત આદર.

ક્રોધ, માન, માયા તજી, સમતાનો રસ પીજીએ; પ્રકાશસિંહ વાણી વદે, (કે) એહવા પોષધ કીજીએ. ૧૧

હવે કહું વ્રત બારમું, સુણ ઉત્તમ પ્રાણી,
જમવા વેળા આતમા, ચિંતવણા આણી;

જો આવે મુનિરાજ, પંચ મહાવ્રત ધારી,
દોષ રહિત દેઉં દાન, હૈડે હર્ષ વધારી.

દ્વાદશ વ્રત શ્રાવક તણાં, શુદ્ધ સમકિતથી પાળશે; પ્રકાશસિંહ વાણી વદે, (તે) મુક્તિનાં સુખ મહાલશે. ૧૨

સંવત અઢાર પંચોતરાની, શુકલ પક્ષે,
માસ અષાઢો શોભતો, આઠમ ને દિવસે;
સજ્ઝાય કીધી શોભતી, ગામ ગોંડળ વાસે,
સેવક વિનવે ભાવશું, મન હર્ષ ઉલ્લાસે,

એહ બારવ્રત શ્રાવકતણાં, શુદ્ધ સમકિત-થી પાળશે; ઉત્કૃષ્ટા પંદરે ભવે, મુક્તિપુરીમાં મ્હાલશે. ૧૨



## ૧૬૬
## ક્ષમાપના.

હે ભગવાન્! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહિ.

તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો મેં વિચાર કર્યો નહિ. તમારા પ્રરૂપેલા માર્ગ મુજબ મેં ઉત્તમ શીલને સેવ્યું નહિ. તમારાં કહેલાં વચનામૃતો, જેવાં કે-દયા, શાન્તિ, ક્ષમા, પવિત્રતા, સરલતા અને શમતાને મેં ઓળખ્યાં નહિ.

હે ભગવાન્! હું ભૂલ્યો; આથડયો ને રઝળ્યો કે જેની હદ નહિ. અનંત સંસારની વીટમ્બણામાં પડયો છું, જેનું મને ભાન નથી; કેમકે હું પાપી મદોન્મત અને કર્મ રજથી કરીને મલીન છું. હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વો સમજ્યા વિના મારો મોક્ષ નથી એ નક્કીજ છે.

હું નિરંતર પ્રપંચમાં પડયો છું, અને અજ્ઞાનથી અંધ થયો છું, જેથી મારૂં શુદ્ધ સ્વરૂપ હું સમજી શકતો નથી. મારામાં વિ-વેક શક્તિ નથી, અને હું મૂઢ છું, નિરાશ્રીત છું, તેમજ અનાથ છું. હે નીરાગી પરમાત્મા ! હવે હું તમારૂં, તમારા ધર્મનું, અને તમારા વિતરાગી મુનિનું શરણ ગ્રહણ કરૂં છું. મારા અપરાધની ક્ષમા થાઓ કે જેથી હું તે સર્વ પાપથી મુક્ત થાઉં, એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરૂં છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નીરોગી, નિર્વિકારી, સચ્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી, અને ત્રૈલોકય પ્રકાશક છો, હું માત્ર મારા આત્મહિતને અર્થે તમારી

સાક્ષીએ ક્ષમા યાચું છું. મને તમારા કહેલાં વચનમાં કાંઇ પણ શંકા હવે રહી નથી. વિભાવને તજી સ્વભાવમાં અહોરાત્રિ રમું એજ મારી મહત્વકાંક્ષા છે. હે સર્વજ્ઞ ભગવાન ! હું અલ્પજ્ઞ તમને વિશેષ શું કહું ? તમારાથી કાંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાતાપથી હું પાપ કર્મની ક્ષમા ઈચ્છું છું તો હે દયાળુ પ્રભુ ! ક્ષમા આપો ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## આત્મ જ્ઞાન

હે ભવ્ય ! આ જીવને અનાદિ કાળથી બે પ્રકારનાં બંધન વળગેલાં છે. એક બહારનું બંધન કે જે જગતમાં અનેક પ્રકારની પૌદ્ગલિક વસ્તુઓનું છે અને બીજું અંતરનું બંધન, તે ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષનું છે. આ બંધનોથી આત્માને અનેક જન્મ મરણ

કરવા પડે છે, કારણ કે આત્માની બહારની વસ્તુઓનો પ્રેમ અને સંગ, મૂળ આત્મસ્વરૂપને કર્મ સ્વરૂપ કાદવે ઢાંકી ભારે કરી સંસાર સમુદ્રમાં ડુબાવી ભવચક્રમાં ફેરા ફેરવે છે. માટે ગુરુકૃપા મેળવી બન્ને બંધનોથી મુક્ત થઇ આત્મ સ્વરૂપ પ્રગટ કરવા ભાગ્યશાળી થઇશ, તે દિવસ સફળ થયેલો માનજે ૧.

હે ભવ્ય! આત્માને દમન કરવો પરંતુ તેને કાબુમાં રાખવો ઘણો કઠણ છે, પણ કબજામાં રાખવાથી આ લોકમાં તથા પરલોકમાં સુખી થવાય છે, ગમે તે માણસો દુઃખ દે, ક્રોધ કરે, ખોટાં વચનો બોલે, અપમાન કરે, પણ તેમને પ્રેમ દ્રષ્ટિથી જુએ ને વિચાર કરે, કે, જગતના જીવો અજ્ઞાનને આધીન થઇ અયોગ્ય વચનો બહાર કાઢે છે. દુકાનદારો અનેક પ્રકારની ઉંચી નીચી વસ્તુઓનો વેપાર

કરે છે. કીંમતી ચીજોનો વેપારી કીંમતી વસ્તુઓ બહાર કાઢી મૂકે છે, ને નીચી વસ્તુનો વેપારી નીચી વસ્તુઓ બહાર કાઢી મુકે છે, તેમ મનુષ્યરૂપી દુકાનમાં જે વચન રૂપી માલ ભરેલો છે તેમાંથી ઉંચા માણુસો સારાં વચનો બહાર કાઢે છે ને નીચા માણુસો નીચા વચનો બહાર કાઢે છે. જેનામાં જે વસ્તુ હોય તે પ્રગટ કરે છે. માટે ગુરૂકૃપા મેળવી સંયમ અને તપે કરી આત્માને કાબુમાં લાવી મૂળ આત્મસ્વરૂપ પ્રગટ કરવા ભાગ્યશાળી થઇશ તે દિવસ સફળ થયેલો માનજે. ૨.

હે ભવ્ય! ક્રોધ કરતો નહિ, તેમ બીજાને ક્રોધ કરાવતો પણ નહિ; કારણ ક્રોધરૂપી અગ્નિ પ્રગટ થવાથી બધા ગુણોને બાળી મુકે છે આ મનુષ્ય ભવમાં અનેક ગુણો પ્રગટ કરી ઉંચી ગતિમાં જવાનુ સામર્થ્ય છે, તેને બદલે ક્રોધથી મનુષ્યત્વના ઘણા ગુણોનો નાશ કરી

નીચી ગતિમાં જીવ જાય છે, ક્રોધ વિભાવ દશાનો છે, એટલે આત્માથી બહારની વસ્તુ છે, તેથી કર્મબંધન થઇ આત્માને અનેક જન્મ મરણ કરવાં પડે છે, ને ઘણાં દુઃખો ભોગવવાં પડે છે, અને ક્ષમાથી અનેક ગુણો પ્રગટ થાય છે. ક્ષમાગુણ પોતાના મૂળ સ્વભાવની વસ્તુ છે. તે કર્મરૂપ મેલ દૂર કરી મૂળ આત્મ-ગુણ પ્રગટ કરે છે. માટે ગુરૂકૃપા મેળવી ક્ષમાગુણ પ્રગટ કરી સ્વભાવ દશામાં રહી શિવપદને મેળવવા ભાગ્યશાળી જ્યારે થઈશ તે દિવસ તારો સફળ થયેલો સમજી લેજે. ૩.

હે ભવ્ય! આત્માને કર્મરૂપી કાદવ લાગવાથી તે ઘણો અજ્ઞાન ને મૂર્ખ બની જાય છે. તેથી જમરાજાના હાથમાં જઇ ઘણા માર અને દુઃખ સહન કરવાં પડે છે, રાત્રી ભોજન કરનારને, રાત્રે પાણી પીનારને, કંદ-

મૂળ ભક્ષણ કરનારને, દારૂ માંસ ખાનારને, તેમ અનેક પ્રકારની હિંસાઓ કરનારને છેદન, ભેદન અને તાડનની ઘણી વેદના ભોગવવી પડે છે, તેમજ પશુ, પક્ષી, વનસ્પતિ વિગેરેમાં જન્મ ધરી ઘણાં દુઃખ સહન કરવાં પડે છે. માટે ગુરૂ કૃપા મેળવી, કર્મમેલ દૂર કરી, આત્માને ઉજળો કરી, મોક્ષપદ મેળવવા ભાગ્યશાળી થઇશ તે દિવસ સફળ થશે. ૪.

હે ભવ્ય! માયા કપટ રહિત સરળ ભાવમાં રહેવું એટલે આત્માના શુદ્ધ ધર્મમાં રહેવું. માણસો ગમે તેવાં કટુ વચન કહે, માન અપમાન કરે તેને લક્ષમાં નહિ લેતાં પોતાના આત્મિક ધર્મમાં મગ્ન રહેવું. જેમ અગ્નિને ઘી મળવાથી ઉજાસનો પ્રકાશ આપે છે, તેમ જીવ પોતાના આત્મિક ધર્મમાં રહી જ્ઞાનનો પ્રકાશ કરે છે. માટે ગુરૂકૃપા મેળવી

સરલ સ્વભાવમાં રહી જ્ઞાન પ્રગટ કરવા ભાગ્ય-
શાળી થઈશ તે દિવસ સફળ થશે. ૫

હે ભવ્ય! જીવ લક્ષ ચોરાશી એટલે ભવચક્રમાં ફરી ઘણા જન્મો લઈને ભૂખના, તૃષાના, ટાઢના, તાપના, મારના, છેદન ભેદન વિગેરેનાં અનેક દુઃખો સહન કરીને કાંઈક કર્મરૂપ મેલ દૂર થવાથી મનુષ્યપણું પામે છે. માટે ગુરૂ કૃપા મેળવી દયા ધર્મમાં, બાર પ્રકારના તપમાં અને ક્ષમાગુણમાં રહી મોક્ષ મેળવવા ભાગ્યશાળી થઇશ, તે દિવસ તારો સફળ થયેલો જાણજે. ૬.

હે ભવ્ય! કર્મ આવવાનાં કેટલાક કારણો એવાં છે કે પુદ્ગલ એટલે જગતની અનેક વસ્તુનું પ્રેમ બંધન તેમજ અસંયમમાં રહેવું, નિંદ્રાને વશ થવું, રાગદ્વેષમાં પ્રવર્તવું અને મન, વચન અને કાયાના જોગનું અશુભ પ્રવર્તન કરવું, એવા અનેક આવરણથી આત્મા

સંસાર સાગરમાં ડુબેલો રહે છે. માટે ગુરૂ કૃપા મેળવી સમભાવમાં રહી કર્મોને દૂર કરી સંસાર સાગરમાંથી બહાર નીકળવા ભાગ્યશાળી થઈશ તે દિવસો સફળતાના માનજે ૭.

હે ભવ્ય ! પૂર્વ ભવને વિષે ભલું કૃત્ય કરવાથી મનુષ્ય ભવ, આર્યક્ષેત્ર (એટલે દયા કરુણાવાળું), ઉંચુ કુળ, નીરોગી કાયા, લાંબુ આયુષ્ય, પુરી ઇંદ્રિયો, સાધુની સેવા અને અમર પદ મળે તેવી વાણી સાંભળવાનો જોગ ઇત્યાદિ મળ્યાં છે; માટે નિજસ્વરૂપ વિચારી, ગુરુકૃપા મેળવી અમૂલ્ય વખતનો લાભ લેવા ભાગ્યશાળી થઈશ તે દિવસથી સાફલ્યતા મેળવવાનું પગલું ભર્યું છે એમ માની લેજે. ૮.

હે ભવ્ય ! જગતમાં કુગુરૂઓ ઘણા જ છે, એટલે પોતે સંસાર સાગરમાં બુડે અને સામાને બુડાડે એવા પૈસાના લોભી, પાંચ ઇંદ્રિયોના

ભોગના લાલચુ, અને મહંતપણું મનાવનારા આ પંચકાળમાં ઘણા વધી પડયા છે; માટે આડંબરથી નહિ લોભાતાં જે આત્મહિત પોતે કરે અને સામાને આત્મહિત કરાવે એવા ગુરુઓનો સંજોગ મેળવવા ભાગ્યશાળી થઈશ ત્યારે તું પોતાને ફાવેલો માનજે. ૯

હે ભવ્ય! તારૂં આયુષ્ય ઓછું થતું જાય છે. જેમ ઘડીયાળમાં એક એક મિનિટ પ્રમાણે કલાક પુરો થાય છે, અને રાત્રિ દિવસ થઈ ચોવીસ કલાક પુરા થાય છે, તેમ તારા આયુષ્યમાંથી મિનિટ મિનિટ ઘટતી જાય છે, એમ કરતાં એક દિવસ ઓછો થયો, બે દિવસ પુરા થયા, માસ પુરો થયો, વરસ પુરૂં થયું, તેમ ઘટતાં ઘટતાં ભવ પુરો થાય છે, એવો વિચાર કરી ધર્મ કરવામાં પ્રમાદ કરીશ નહિ, કારણ કે વૃદ્ધાવસ્થામાં ઉઠી બેસી શકાશે નહિ, તે

વખતે સમ્યક્ ધર્મની આરાધના થશે નહિ. માટે ગુરૂ કૃપા મેળવી હમણાંજ આત્મસાધન કરવા તૈયાર બની તારા જન્મને સફળ કરી લે. ૧૦

હે ભવ્ય ! તું પાપ કર્મ કરી મોટા મોટા આરંભ સમારંભ કરીને ધન મેળવે છે, અને તેને અમૃતની પેઠે ગ્રહણ કરી રાખે છે, તે તારી ચોર બુદ્ધિ છે. ધનમાં સર્વનો ભાગ છે. માટે ધર્મ માર્ગે જેવાકે પરોપ-કાર, વિદ્યા દાન, અભય દાન, જીવ દયા એવા સારા કાર્યમાં વાપર; નહિ તો પાપ કર્મ કરેલાં તે તારે ભોગવવાં પડશે, અને દુર્ગતિમાં ઘણાં દુઃખો વેઠવાં પડશે. માટે ગુરૂકૃપા મેળવી સારા કાર્યમાં દ્રવ્ય વાપરી લાભ મેળવવા ભાગ્યશાળી થઈશ તો તે દિવસો સફળ થયેલા માનજે. ૧૧.

હે ભવ્ય ! આ સંસારમાં આવી, પારકા-
ઓને માટે ઘણા પ્રકારનાં પાપકર્મ ઉપાર્જન
કરે છે. તારી જીંદગી નિભાવવા પાપ કર્મ
ઓછું કરવું પડે, પણ તારે પુત્ર વિગેરે સગાં
સંબંધીઓને નિભાવવાની તૃષ્ણા છે, પણ એ
તારી ખોટી મમતા છે, કારણ કે સૌ સૌનું
ભાગ્ય સાથે છે. દીકરા માટે મુકેલ વસ્તુ
તેના ભાગ્યમાં ન હોવાથી તે પોતે પાયમાલ
બની જઈ ગરીબ અવસ્થામાં આવી જાય છે,
ને બાપ ગરીબ છતાં દીકરા ભાગ્યવાન હોવાથી
કરોડાધિપતિ થાય છે ને સારી આબરૂ મેળવે
છે, માટે તારી મમતા ફોગટ છે ને જે પાર-
કાઓ માટે પાપ કર્મ ઉપાર્જન કરેલ તે તારે
એકલાને ભોગવવું પડશે. સગાં સંબંધીઓ
દુર્ગતિમાં છોડાવવા આવશે નહિ, માટે ગુરૂ
કૃપા મેળવી પાપ કર્મ નહિ કરતાં ધર્મ કરણી

કરી આત્મતત્ત્વ મેળવવા જ્યારે ભાગ્યશાળી થઇશ તે દિવસને સફળ માની લેજે. ૧૨

હે ભવ્ય ! જ્ઞાની માણુસ ડગલે ડગલે વિચાર કરતાં ચ.લે છે, કે રખેને હું સંસાર રૂપી ચક્રના બંધનમાં પડી જઈશ, એવું જાણીને કોઇ જીવને દુઃખ આપે નહિ, પોતાના આત્મા સરખા પ્રાણી માત્રને ગણે અને પોતે સંયમ માર્ગમાં રહી પાછલા કર્મ ખપાવે ને નવાં કર્મ આવવા દે નહિ, તેથી જીવ બંધન મુક્ત થઇ પોતાના સ્વરૂપને પ્રગટ કરે છે. માટે ગુરૂકૃપા મેળવી એવા ગુણો પ્રગટ કરવા ભાગ્ય-શાળી થઈશ. તે સમય તારી સફળતાનો મનાશે. ૧૩

હે ભવ્ય ! જે જ્ઞાની માણુસો છે, તે પ્રભુના કાયદા પ્રમાણે ચાલે છે, તે ભવ-સાગરમાં ડુબતા નથી પણ તેથી ઉલટા એટલે

પોતાની મરજી મુજબ પાંચે ઇંદ્રિયોના ભોગ-
ના સુખને રસ્તે ચાલે છે, તે સંસાર સમુદ્રમાં
ડુબી જાય છે. જેમ સરકારે ફરમાવેલ કાયદા
પ્રમાણે જે ચાલે છે તે ગુન્હેગાર ગણાતા
નથી ને તેથી ઉલટી રસ્તે ચાલી ચોરીઓ,
ઝુંટાઓ અને માણુસોની ઘાતો કરે છે, તેવા
માણુસોને કેદની, દંડની કે ફાંસીની શિક્ષા
ભોગવવી પડે છે, તેમ પ્રભુના ફરમાવેલ
કાયદા બહાર ચાલે તો છેદન, ભેદન ને તાડન
વગેરે દુઃખની શિક્ષા ભોગવવી પડે છે, માટે
ગુરૂ કૃપા મેળવી પ્રભુના ફરમાવેલા માર્ગમાં
ચાલવા ભાગ્યશાળી થઇશ તે દિન સફળ-
તાનો માનજે. ૧૪

હે ભવ્ય! અજ્ઞાન કાર્ય એટલે જગતનો
અપયશ મેળવીને જે માણુસો મરે છે તે
મરણુ ગણુવાનું નથી, કારણુ મનુષ્ય ભવ પામી

આત્માને બંધન થાય નહિ એવાં સારાં-ભલા કર્ત્તવ્યો કરી જન્મ મરણના ઘણા ભવો ઘટાડવાના હતા તે નહિ કરતાં ખોટા કાર્યમાં જોડાઈને અનેક દુઃખના ભવો વધારીને મરે છે; તેમજ જ્ઞાની માણસો આત્માને બંધન થાય નહિ તેવાં સારા કાર્યમાં જોડાઇ ભવો ઘટાડી મોક્ષપદને મેળવે છે તે મરણ ગણત્રીનુ છે. માટે ગુરૂ કૃપા મેળવી જન્મ મરણ ઘટાડી મોક્ષપદ મેળવવા ભાગ્યશાળી થઇશ તે દિવસ સફળ થશે. ૧૫

હે ભવ્ય! જે અજ્ઞાની માણસો પાંચે ઇન્દ્રિયોના કામ ભોગના સુખમાં પડી ગયા છે, તે અનેક પ્રકારની જીવ હિંસાઓ કરે છે ને ખોટા પ્રપંચો રચે છે. વળી પોતે માને છે કે સ્વર્ગ નથી કે નર્ક નથી, માટે જે સુખના વૈભવ મળ્યા છે, તે ભોગવવાથી જ

આત્માને લાભ છે. હમણાં ભાગ્યનો ઉદય થવાથી ભોગ મળ્યા છે, પછી મળશે કે નહિ તે કોણ જાણી શકે છે? અજ્ઞાની પોતાના સ્વરૂપને ભુલી જઇ એમાં જ સુખનો આનંદ માને છે. માટે ગુરૂ કૃપા મેળવી પૌદ્ગલિક સુખમાં આસક્ત નહિ થતા, આત્મજ્ઞાન પ્રગટ કરવા ભાગ્યશાળી થઈશ તે દિવસ સફળ થયેલો લાગશે. ૧૬.

હે ભવ્ય! જે માણસો ધર્મને છોડી અધર્મના માર્ગે દોરાય છે, તે માણસો અનેક જન્મ પામી દુઃખી થાય છે. જેમ કોઈ ગામડાનો માણસ માલ ભરી શહેરમાં વેચવા જતાં સારો સડકનો રસ્તો પડતો મુકી બીજો ટુંકડો માર્ગ જાણી આડે રસ્તે જતાં ગાડાની ધરી ભાગવાથી તે માણસ ઘણો પસ્તાવો કરે છે, કારણ કે આડે રસ્તે માણસો જતાં આવતાં સહાય

કરનાર મળતાં નથી, માટે ત્યાં આગળ દુઃખી થઈ અત્યંત શોચના પામે છે, તેવી રીતે દયા ધર્મરૂપી મોટો સડકનો રસ્તો પડતો મુકી હિંસારૂપી આડે રસ્તે જતાં મરણને અંતે દુઃખી થાય છે. અને બીજે ભવે નર્ક તિર્યંચની ગતિઓમાં જઈ ઘણું દુઃખ ભોગવે છે, માટે ગુરૂ કૃપા મેળવી દયારૂપી ધર્મના મોટા પંથને રસ્તે જવા ભાંગ્યશાળી થઇશ તે દિન સફળતાનો ગણજે. ૧૭.

હે ભવ્ય! જે જ્ઞાની પુરુષો છે, તેમણે સંયમ ને તપે કરીને આત્માને કબજે કરેલ છે, તે માણસો મરણ આવે ત્રાસ પામતા નથી, કારણ કે પોતાના સ્વરૂપમાં આનંદ માની રહેલ છે, તે માને છે કે આત્માને ઉપાધિ રહિત એટલે કે સુખની જગામાં જવાનું છે. હવે જન્મ મરણનું દુઃખ ટળ્યું

છે, એવો પોતે આનંદ પામી ત્રાસ પામતા નથી, અને અજ્ઞાની માણુસો મરણુને અંતે ત્રાસ પામે છે, કારણુ કે અનેક પ્રકારનાં પાપ-હિંસાઓ કરીને આનંદ પામે છે, તેથી દુર્ગતિમાં જવું પડશે, એમ વિચારી ત્રાસ પામે છે માટે ગુરૂ કૃપા મેળવી સંયમ ને તપે કરી આત્મ સ્વરૂપ પ્રગટ કરવા ભાગ્યશાળી થઈશ તે દિવસે તારો આ અવતાર સફળ થયો એમ માની લેજે. ૧૮.

હે ભવ્ય ! સંસારના કામ ભોગ છે, તે વિષ એટલે ઝેર સરખા છે. તે આત્માને દોષિત બનાવે છે, અને મોક્ષના પંથે જવા દેતા નથી પણુ તેથી ઉલટા પંથ—નર્કાદિ ગતિઓમાં દોરી જાય છે. જેમ માખી બળખાને દેખી સ્વાદ લેવાની લાલચે ત્યાં બેસે છે, પણુ તેમાંથી બહાર નીકળાતું નથી, અને

લપટાઇને મરણ પામે છે, તેમ અજ્ઞાની માણુસો સંસારના કામભોગ રૂપી બળખાના સ્વાદની લાલચે લપટાઇ મરણ પામી નર્કાદિ ગતિઓમાં ઘણા કાળ સુધી રહી, અનેક પ્રકારનાં દુ:ખ સહન કરે છે, પણ ધર્મ કરણી કરી મોક્ષ સાધન કરવા બહાર પડી શકતા નથી, ને કામભોગમાં ચોંટી રહે છે, માટે ગુરૂ કૃપા મેળવી કામભોગનો ત્યાગ કરી ધર્મ કરણી કરી મોક્ષ-પંથને સાધવા ભાગ્યશાળી થઇશ તે દિવસ સફળ થયેલો લેખાશે. ૧૯.

હે ભવ્ય! આ જગતના જીવોને ધનની એટલે પૈસાની તૃષ્ણા ઘણી છે, તેના કારણે અનેક પ્રકારના આરંભો કરી જીવ હિંસાઓ કરે છે, અને ધનમાંજ સર્વ સુખનું કારણ અજ્ઞાની જીવો તૃષ્ણાને લીધે માને છે; તે એટલે સુધી કે એવા જીવને જો ઇંદ્ર અથવા

વૈશ્રમણ ભંડારી આખા જગતની એક મોટી કોઠી બનાવી તેમાં ધન ભરીને આપે તોએ તેની તૃષ્ણા છીપાતી નથી ને તે જીવ ધર્મ ધ્યાનમાં રહી આત્મહિત કરી શકતો નથી, અને ધનની ઝંખનામાં મરણ પામી ભવચક્રમાં ફરી ઘણાં દુઃખ ભોગવે છે. માટે ગુરુ કૃપા મેળવી ધન વિગેરે પૌદ્‌ગલિક વસ્તુઓ નાશવંત છે અને દુર્ગતિમાં લઈ જાય છે, એવું જાણી તેની તૃષ્ણા નહિ કરતાં આત્મહિત પ્રગટ કરવા જ્યારે ભાગ્યશાળી થઈશ, તે દિવસ સફળ થયો માનજે. ૨૦.

હે ભવ્ય ! જેમ પાણીમાં પલાળેલ માટીનો લોચો અને સુકી માટી એ બન્નેને લઈ ભીંત સામે જોસથી ફેંકી, પરંતુ તેમાં લીલી માટી હતી તે ભીંતે ચોંટી ગઈ, અને સુકી માટી ભીંતે અફળાઈને પાછી પડી, તેમ

દુર્બુદ્ધિ અજ્ઞાની જીવો બહારના સુખને વિષે સંસારરૂપી લીલી માટીરૂપ કામભોગની વાસનામાં લપટાણા છે, તે સંસારરૂપી ભીંતને ચોંટી ગયા છે, અને આંતર દ્રષ્ટિવાળા સૂકી માટીરૂપ જ્ઞાની પુરૂષો સંસારના કામભોગને વિષ સમાન ગણે છે, ને તેની વિષયવાસનામાં લપટાતા નથી, તેમજ આત્મ સ્વરૂપમાં રમણ કરે છે, તે પુરૂષો સંસારરૂપી ભીંતને ચોંટતા નથી, માટે ગુરૂકૃપા મેળવી આંતર દ્રષ્ટિમાં વિચારી આત્મસ્વરૂપમાં રમણુતા કરવા ભાગ્યશાળી થઇશ તે સમયને તારા આત્મ કલ્યાણની સફળતાનો આવી લાગેલ સમય પીછાણી આનંદિત થજે.

卐——:::: 卐 ::::——卐

# શ્રી અઢાર પાપસ્થાનક.

(આ અઢાર રસ્તે જીવને પાપ ઉત્પન્ન થાય છે, તેથી સર્વ જનોએ ત્યાગ કરવો જોઇએ.)

૧ પ્રાણાતિપાત—કોઈના પ્રાણુનો નાશ કરવો તે પાપ તેથી જીવને દુઃખ. કોઈના જીવની રક્ષા કરવી તે ધર્મ. તેથી સુખ.

૨ મૃષાવાદ—જુઠું બોલવું તે પાપ. તેથી દુઃખ. સત્ય બોલવું તે ધર્મ તેથી સુખ.

૩ અદત્તાદાન—ચોરી કરવી તે પાપ. તેથી દુઃખ. દાન દેવું તે ધર્મ. તેથી સુખ.

૪ મૈથુન—પુરૂષે સ્ત્રી સાથે અને સ્ત્રીએ પુરૂષ સાથે વ્યભિચાર કરવો તે પાપ, તેથી દુઃખ. બ્રહ્મચર્ય પાળવું તે ધર્મ, તેથી સુખ.

૫ પરિગ્રહ—પૈસા, જમીન વિગેરે ઉપર મૂર્ચ્છા રાખવી તે પાપ, તેથી દુઃખ. અને મૂર્ચ્છાનો ત્યાગ કરવો તે ધર્મ, તેથી સુખ.

૬ ક્રોધ-કોઇની ઉપર ગુસ્સે થવું તે પાપ, તેથી દુઃખ. ક્ષમા કરવી તે ધર્મ, તેથી સુખ.

૭ માન-અહંકાર કરવો તે પાપ, તેથી દુઃખ. અભિમાન ન કરવો તે ધર્મ, તેથી સુખ.

૮ માયા-કપટ કરવું તે પાપ, તેથી દુઃખ. સરલતા રાખવી તે ધર્મ, તેથી સુખ.

૯ લોભ-તૃષ્ણા રાખવી તે પાપ. તેથી દુઃખ. સંતોષ રાખવો તે ધર્મ, તેથી સુખ.

૧૦ રાગ-કોઈ ઉપર સ્નેહ (મોહ) રાખવો તે પાપ, તેથી દુઃખ. મોહનો ત્યાગ કરવો તે ધર્મ, તેથી સુખ.

૧૧. દ્વેષ-કોઇ ઉપર દ્વેષ, ઈર્ષા, અદેખાઈ કરવી તે પાપ. તેથી દુઃખ. આત્મપ્રેમ તે ધર્મ, તેથી સુખ.

૧૨ કલેશ-કોઇ સાથે કજીઓ કરવો તે પાપ. તેથી દુઃખ. શાન્તિ રાખવી તે ધર્મ, તેથી સુખ.

૧૩ અભ્યાખ્યાન—કોઈ ઉપર આળ ચ-ઢાવવું તે પાપ. તેથી દુઃખ. ગુણાનુરાગી થવું તે ધર્મ, તેથી સુખ.

૧૪ પૈશુન્ય-ચાડી કરવી તે પાપ, તેથી દુઃખ. ગુણકીર્તન કરવું તે ધર્મ, તેથી સુખ.

૧૫ પરપરિવાદ—કોઇની નિંદા કરવી તે પાપ, તેથી દુઃખ. આત્મનિંદા કરવી તે ધર્મ, તેથી સુખ.

૧૬ રતિઅરતિ—પાપમાં પ્રીતિ અને ધર્મ-માં ખેદ કરવો તે પાપ. તેથી ઉલટું તે ધર્મ, તેથી સુખ

૧૭ માયા—મૃષાવાદ કપટ સહિત જુઠું તે પાપ. નિખાલસ વાણી તે ધર્મ, તેથી સુખ.

૧૮ મિથ્યાદર્શનશલ્ય—સાચાને ખોટું ને ખોટાને સાચું માનવું તે પાપ. તેથી ઉલટું માનવું તે ધર્મ, તેથી સુખ.

એ અઢાર પાપ પોતે કર્યાં હોય, બીજા પાસે કરાવ્યાં હોય, કોઈ માણસ કરતો હોય, તેને ભલાં જાણ્યા હોય, તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતની સાખે, મારૂં પાપ નિષ્ફળ થાઓ.

---

## બાર ભાવના ( આત્મગોષ્ટી ).

(૧) આ મારૂં શરીર, વૈભવ, લક્ષ્મી તેમજ મારો કુટુંબ પરિવાર એ સર્વ **વિનાશી** છે. હું પોતે અવિનાશી છું. **વિનાશીના** મોહમાં શા માટે હું મુંઝાઈ રહું છું ?

(૨) મરણ સમયે મારો વૈભવ, લક્ષ્મી કે કુટુંબ-પરિવાર મને બચાવશે નહિ, તેમજ સથવારો પણ કરશે નહિ. અશરણ એવા મને માત્ર **ધર્મનું જ શરણું** છે.

(૩) (મેં) મારા આત્માએ સંસાર-સમુદ્રમાં ભમતાં ઘણા **ભવ કર્યાં** છે. હવે હું તે બેડીથી **ક્યારે મુક્ત થઈશ** ?

(૪) આ મારો આત્મા **એકલો** છે; તે **એકલો** આવ્યો છે, **એકલો** જશે અને કરેલાં સારાં ખોટાં ફળ **એકલોજ** ભોગવશે.

(૫) હું **કોઇનો** નથી, કોઈ **મારૂં** નથી.

(૬) શરીર **અપવિત્ર** છે; મળમુત્રની ખાણ છે; રોગ-જરાનું નિવાસ ધામ છે, હું **તેથી ન્યારો** છું.

(૭) મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, અશુભ યોગ અને કષાય એ પાંચ, પાપને દાખલ થવાનાં **ગરનાળાં** અથવા **આશ્રવ** છે.

(૮) સમકિત, વ્રત પચ્ચખ્ખાણ, અપ્રમાદ, શુભયોગ અને અકષાય એ પાંચ, આવતાં કર્મને રોકનારાં બારણા અગર **સંવર** છે.

(૯) અણુસણ, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસ-પરિત્યાગ, કાયક્લેષ, ઇન્દ્રિય પંડિસંલીનતા, પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, શાસ્ત્રપઠન, ધ્યાન અને કાઉસ્સગ્ગ એ બાર, પૂર્વે દાખલ થઇ ગયેલાં પાપોને બાળનારા અગ્નિ સમાન **નિર્જરા છે.**

(૧૦) હું હાલ અમુક ઘરમાં છું એટલે કુવામાંના દેડકા માફક અહંપદમાં રહ્યો છું પરંતુ **ચૌદ રાજલોક** આગળ હું અને મારૂં હાલનું રહેઠાણ કોણુ માત્ર છે ! ઉભા મનુષ્યના આકારે આવી રહેલા ચૌદ રાજલોકમાં નીચે ભુવનપતિ, વ્યંતર અને સાત નરક છે. તીચ્છે અસંખ્ય દ્વીપ સમુદ્રો આવી રહ્યા છે, ઉંચે બાર દેવલોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તર વિમાન અને તે ઉપર અનંત સુખમય પવિત્ર સિદ્ધગતિની પડોશી સિદ્ધશીલા છે.

(૧૧) ભવભ્રમણ કરતાં કરતાં સમ્યક્ **જ્ઞાનની પ્રસાદી મળવી એ ઘણી દુર્લભ છે.**

(૧૨) ધર્મના ઉપદેશક તથા શુદ્ધ શાસ્ત્રના બોધક એવા ગુરૂ અને **શ્રવણ** મળવું અતિ દુલર્ભ છે.

---

## ચતુર્દશ નમસ્કાર.

૧ ૐ અસિઆઉસાય નમઃ ૨ શ્રી ઋષભદેવાય નમઃ ૩ શ્રી શાંતિનાથાય નમઃ ૪ શ્રી પાર્શ્વનાથાય નમઃ ૫ શ્રી વીરવર્ધમાનાય નમઃ ૬ શ્રી ગૌતમ ગણુધરાય નમઃ ૭ શ્રી સુધર્મ ગણુધરાય નમઃ ૮ શ્રી જીનેંદ્રાય નમઃ ૯ ઉસભાઇ મહાવીરં, વંદામિ જિણુ ચઉવિસં. ૧૦ ચતુર્વિધ સંઘાય નમઃ ૧૧ વંદે પ્રવચન માતરં. ૧૨ વંદે દયા માતરં. ૧૩ વીરં વંદે. ૧૪ અર્હં નમઃ

---

## ચત્તારી મંગલં.

શ્રી ચત્તારિમંગળં, અરિહંતામંગળં ।।
સિદ્ધામંગળં, સાહુમંગળં, કેવળી પન્નતો
ધમ્મોમંગળં, ।। ચત્તારી લોગુત્તમા, અરિહંતા
લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા, સાહુ લોગુત્તમા
કેવળી પન્નતો ધમ્મો લોગુત્તમા ।। ચત્તારી
શરણું પવ્વજામિ, અરિહંતા શરણું પવ્વ-
જામિ, સિદ્ધાશરણું પવ્વજામિ, સાહુશરણું
પવ્વજામિ, કેવળી પન્નતો ધમ્મોશરણું પવ્વ-
જામિ ।। ચાર શરણું કરે જેહ, ભવસાગરમાં
ન બુડે તેહ, સકળ કર્મનો આણે અંત, મોક્ષ
તણા સુખ લે અનંત, ભાવ ધરીને જે ગુણ
ગાય, તે જીવ તરીને મુક્તિ જાય ।। સંસાર
માંહિ શરણાં ચાર, અવર શરણુ નહિ કોય,
જે નરનારી આદરે, તેને અક્ષય અવિચળ પદ
હોય, અંગુઠે અમૃત વસે, લબ્ધી તણા
ભંડાર, ગુરૂ ગૌતમને સમરિયે તો સહાય
મનવંછિત ફળ દાતાર. ।।

# શ્રી જીવરાશીની સજઝાય.

હવે રાણી પદ્માવતી, જીવરાશિ ખમાવે ॥ જાણપણું જગતે ભલું, એણીવેળાએ આવે ॥ તે મુજ મિચ્છા મિ દુક્કડં ॥ ૧ ॥ અરિહંતની સાખ ॥ જે મેં જીવ વિરાધીયા, ચોરાશી લાખ ॥ તે મુજ૦ ॥ ૨ ॥ સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય, સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાય ॥ તે મુજ૦ ॥ ૩ ॥ દસ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચઉદ સાધારણ ॥ બી તી ચૌરેંદ્રિ જીવના, બે બે લાખ વિચાર ॥ તે મુજ૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી ॥ ચઉદ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી ॥ તે મુજ૦ ॥ ૫ ॥ ઇણ ભવે પરભવે સેવિયાં, જે પાપ અઢાર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતીનાં દાતાર ॥ તે મુજ૦ ॥ ૬ ॥ હિંસા

કીધી જીવની, બોલ્યા મૃષાવાદ ॥ દોષ અ-
દત્તા દાનના, મૈથુન ઉનમાદ ॥ તે મુજ૦ ॥
॥ ૭ ॥ પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ
વિશેષ ॥ માન માયા લોભ મેં કર્યા, વળી
રાગ ને દ્વેષ ॥ તે મુજ૦ ॥ ૮ ॥ કળહ કરી
જીવ દુહવ્યા, દીધાં કુડાં કલંક ॥ નિંદા
કીધી પારકી, રતિ અરતિ નિઃશંક ॥ તે
મુજ૦ ॥ ૯ ॥ ચાડી કીધી પારકી, કીધો
થાપણ મોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો
આણ્યો ભરૂંસો ॥ તે મુજ૦ ॥ ૧૦ ॥ ખા-
ટકીને ભવ મેં કર્યા, જીવના વધ ઘાત ॥
ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દિન રાત ॥
તે મુજ૦ ॥ ૧૧ ॥ કાજી મુલ્લાને ભવે, પઢી
મંત્ર કઠોર ॥ જીવ અનેક જબ્બે કયા, કીધાં
પાપ અઘોર ॥ તે મુજ૦ ॥ ૧૨ ॥ માછીને
ભવે માંછલાં, ઝલ્યાં જળવાસ ॥ ધીવર ભીલ
કોળી ભવે, મૃગ પાડયા પાસ ॥ તે મુજ૦

॥ ૧૩ ॥ કોટવાળને ભવે મેં કીયા, આકરા કર દંડ ॥ બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ ॥ તે મુજ૦ ॥ ૧૪ ॥ પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ ॥ તે મુજ૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવે મેં કિયા, નીભાહ પચાવ્યા ॥ તેલી ભવે તલ પીલિયા, પાપે પિંડ ભરાવ્યા ॥ તે મુજ૦ ॥ ૧૬ ॥ હાળી ભવે હળ ખેડીયા, ફોડયા પૃથ્વીનાં પેટ ॥ સૂડ નિંદણુ કિયાં ઘણાં, દીધા બળદ ચપેટ ॥ તે મુજ૦ ॥ ૧૭ ॥ નાળી ભવે રોપ રોપિયા, નાનાવિધ વૃક્ષ ॥ મૂળ પત્ર ફળ ફુલનાં, લાગ્યાં પાપ અલક્ષ ॥ તે મુજ૦ ॥ ૧૮ ॥ અધોવાઇયાને ભવે, ભર્યાં અધીકા ભાર ॥ પોઠી ઉંટ કીડા પડયા, દયા નાણી લગાર ॥ તે મુજ૦ ॥ ૧૯ ॥ છીંપાને ભવે છેતર્યાં, કીધા રંગના પાસ ॥ અગ્નિ આરંભ

કીયા ઘણા, ધાતુર્વાદ અભ્યાસ ॥ તે મુજ૦ ॥ ૨૦ ॥ સુરપણે રણ ઝુઝતાં, માર્યા માણસ વૃંદ ॥ મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળ ને કંદ ॥ તે મુજ૦ ॥ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલ્લેચ્યાં ॥ આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપજ સંચ્યાં ॥ તે મુજ૦ ॥ ૨૨ ॥ અંગાર કર્મ કર્યા વળી, ઘરમે દ્રજ દીધા ॥ સમ ખાતા વીતરાગના, કુડા કોસજ કીધા ॥ તે મુજ૦ ॥ ૨૩ ॥ બીલી ભવે ઉંદર ગળ્યા, ગિરોળી હત્યારી ॥ મૂંઢ ગમાર તણે ભવે, મેં જુ લીંખ મારી ॥ ॥ તે મુજ૦ ॥ ૨૪ ॥ ભાડભુંજા તણે ભવે, એકેંદ્રિય જીવ ॥ જાર ચણા ઘઉં શેકિયા, પાડંતા રીવ ॥ તે મુજ૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીસમ ગારના, આરંભ કીધા અશેષ ॥ રાંધણ સીંધણ અગ્નિનાં, પાપ લાગ્યાં વિશેષ ॥ તે મુજ૦ ॥ ૨૬ ॥ વિકથા ચાર કીધી વળી,

સેવ્યા પંચ પ્રમાદ ॥ ઇષ્ટ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ ॥ તે મુજ૦ ॥૨૭.। સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઈને ભાગ્યાં ॥ મુળ અને ઉત્તર તણા, મુજ દુષણ લાગ્યાં ॥ તે મુજ૦ ॥ ॥ ૨૮ ॥ સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી ॥ હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી ॥ તે મુજ૦ ॥ ૨૯ ॥ સુવાવડી દુષણ ઘણાં, વળી ગર્ભ ગળાવ્યા ॥ જીવાણી ઢાળ્યાં ઘણાં, શિયળવ્રત ભગાવ્યાં ॥ તે મુજ૦ ॥ ૩૦ ॥ ભવ અનંતા ભમતાં થકાં, કીધો દેહ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦ ॥૩૧॥ ભવ અનંતા ભમતા થકાં, કીધા પરિગ્રહ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, તીણશું પ્રતિબંધ ॥ તે મુજ૦ ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધાં કુટુંબ સંબંધ ॥ ત્રિવિધે ત્રિવિધે કરી વોસીરૂં. ત્રિણશું પ્રતિબંધ ॥ તે

મુજ૦ ॥ ૩૩ ॥ ઈણિપરે ઇહ ભવ પરભવે,
કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધે ત્રિવિધે કરી
વોસીરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે મુજ૦ ॥
॥ ૩૪ ॥ એણિ વિધે એ આરાધના, ભાવે
કરશે જેહ ॥ સમય સુંદર કહે પાપથી,
વળી છુટશે તેહ ॥ તે મુજ૦ ॥ ૩૫ ॥
રાગ વૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ ॥
સમય સુંદર કહે પાપથી, છુટે તત્કાળ ॥ તે
મુજ૦ ॥ ૩૬ ॥ ઈતિ સમાપ્તમ્ ॥

卐卐

## સંથારો (અનશન) કરવાનો વિધિ.

જ્યારે જે ભાઈ તથા બાઇને સંથારો
અનશન કરવાની ભાવના થાય ત્યારે ગામમાં
સાધુ અગર સાધ્વી બિરાજતાં હોય તો તેમની
પાસે સંથારાના પચ્ચખાણ (પ્રત્યાખાન) કરે
અને જો તેઓ ન હોય તો વડેરા શ્રાવક તથા

શ્રાવીકા પાસે પચ્ચખાણુ કરે. તેનો વિધિ પ્રથમ પૂર્વ તથા ઉત્તર દિશા તરફ મુખ રાખીને બેસે અને જો અશક્તિને લીધે બેસી શકાય નહિ તો ખાટલામાં અગર પથારીમાં સૂતા રહીને પચ્ચખાણુ કરે. પ્રથમ નમોકાર મંત્રનો પાઠ ભણે પછી તિખ્ખુતો, ઈરિયાવહિ તથા તસ્સઉત્તરીનો પાઠ ભણીને મનમાં ઈરિ-યાવહિનો કાઉસગ્ગ કરે અને પાંચ નમોકાર મંત્ર કાઉસગ્ગમાં ભણે પછી નમો અરિહંતાણં કહી કાઉસગ્ગ પાળે પછી લોગસ્સનો પાઠ ભણે પછી ત્રણ નમોથ્થુણં ભણે પછી મંગલીક તથા છંદ વિગેરે સંભળાવે, ત્યારપછી બાર વ્રત અંગીકાર કરેલાં હોય અથવા બીજા કોઈપણ જાતનાં પચ્ચખાણુ કરેલાં હોય અથવા વ્રતના પચ્ચખાણુ કરેલા ન હોય પણ બારે વ્રતની આ-લોચણા કરે એટલે કોઈપણ જાતનું પાપ લાગેલું હોય તેનું મિચ્છામિ દુક્કડં લે, પછી અઢાર

પાપસ્થાનક સંભળાવે પછી ત્રણ કરણ ને ત્રણ જોગે પાપના પચ્ચખાણ કરાવે (મન, વચન ને કાયા એ ત્રણે યોગે કરી પાપ કરે નહિ, બીજા પાસે પાપ કરાવે નહિ અને પાપ કરતો હોય તેને મને કરી ભલું જાણે નહિ) એ રીતે જાવ જીવ સુધીના પચ્ચખાણ જેને ભાવ હોય તેને કરાવે અને જો જાવ જીવ સુધીને ભાવ ન હોય તો થોડી મુદત સુધીના પચ્ચખાણ કરાવે પછી અસણં (અન્ન), પાણં (પાણી), ખાઇમં (મેવા મીઠાઇ), સાઇમં (મુખવાસ) એ ચાર આહારના જાવ જીવ સુધીના પચ્ચ-ખાણ કરવા હોય તો જાવ જીવ સુધીના કરાવે અને થોડી મુદત સુધીના કરવા હોય તો તે પ્રમાણે કરાવે. જો પાણીનો આગાર રાખવો હોય તો ત્રણ આહારના પચ્ચખાણ ઇચ્છા મુજબ કરાવે વળી વસ્ત્ર વગેરે પોતાના ભંડ

ઉપગરણુ પોતાને જોઈએ તેટલી છુટ રખાવે તેમજ ધન, ધાન્ય વગેરે કોઈને આપવા હોય તેટલી છુટ રાખીને પચ્ચખાણુ કરાવે વળી રોગ વગેરે કારણુને લઈ ગભરામણુ થાય તો તેની શાંતિ કરવા પવન વગેરે નાંખવું પડે તેની છુટ રાખીને સંથારો કરાવે એ પ્રમાણે સંથારાનો વિધિ છે.



## પચ્ચખાણુ વિધિ.

### ૧ ચઉવિહારનાં પચ્ચખાણુ.

ધાર્યા પ્રમાણે ચઉવિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, પચ્ચખામિ, અન્નથ્થણા, ભોગેણં, સહસ્સાગારેણં, સવ્વસમાહિ વત્તિયાગારેણં અપ્પાણં વોસિરામિ. ૧

### ૨ એકટાણાનાં પચ્ચખાણુ.

એકટાણા ઉપરાંત દુવિહંપિ આહારં,

અસણં, ખાઈમં, અન્નથ્થણા ભોગેણં સહ-
સ્સાગારેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં અ-
પ્પાણં વોસિરામિ. ૨

### ૩ આયંબિલના પચ્ચખાણ

આયંબિલવિહં તિવિહંપિ આહારં પચ્ચ-
ખામિ અસણં, ખાઈમં, સાઈમં, અન્નથ્થણા
ભોગેણં, સહસ્સાગારેણં, લેવા લેવેણં, ગિહ-
થ્થસંસઠેણં, પડુચ્ચમખ્ખેણં; ગુરૂ અભુઠ્ઠાણેણં,
ઉખ્ખીત વિવેગેણં, સવ્વ સમાહિવત્તિયા-
ગારેણં, અપ્પાણં વોસિરામી. ૩

### ૪ તિવિહારા ઉપવાસનાં પચ્ચખાણ.

કાલ સૂર્ય ઊગે, અભત્તઠં પચ્ચખામિ
તિવિહંપી આહારં અસણં, ખાઇમં, સાઇમં,
અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં સવ્વસ-
માહિવત્તિયાગારેણં અપ્પાણં વોસિરામિ. ૪

——*——

## દરરોજ ધારવાના ૧૪ નિયમ.

સંચિત દ્રવ્ય વિગય વાણી,
તંબોળ વથ્થ કુસુમેસુ,
વાહન સયણ વિલેવણ
બંભ દિસી ન્હાણ ભતેસુ.

(પૃથ્વી, અપ, તેજ, વાયુ, વનસ્પતિ અને ત્રસ એ છકાયની રક્ષા તથા અસિ મસિ ને કૃષિ એ રીતે ૨૩ બાબતના નિયમ કરવા ) **સચિત**-માટી, પાણી, ફળ, કાષ્ટ, પત્ર બીજ, તથા જે કાંઇ લીલી વસ્તુ છેદ્યાને બે ઘડી થઇ ન હોય તેનું વજન ધારવું. **દ્રવ્ય**-સચિત અને અચિત્ત વસ્તુ વાપરવી હોય તેની ગણત્રી કરવી. **વિગઈ**-દુધ, દહી, તેલ, ઘી, ગોળ, ખાંડ, સાકર અને મીષ્ઠાન એ આઠ વિગઇની ગણત્રી કરવી. **વાણી**-જોડા, મોજાં વિગેરેનુ પ્રમાણ કરવું. **તંબોળ**-પાન સોપારી

ઈલાયચી, ચુરણ, લવીંગ આદિનું પ્રમાણ કરવું. **વથ્થ**-વસ્ત્ર રેશમી, સુતરાઉ, શણ તથા ઉનના વિગેરેનું પ્રમાણ કરવું. **કુસુમેસુ**-ફુલ, છીંકણી, અત્તર વિગેરે સુંઘવાની ચીજનું પ્રમાણ કરવું. **વાહન**-ચરતાં ફરતાં કે તરતાં ઉડતાં વાહનો જેવાં કે ગાડી, આગબોટ, બલુન વિગેરેનું પ્રમાણ કરવું. **સયણ**-બિછાનું, પાટ, પાટલા, ખુરશી વિગેરેનો નિયમ કરવો. **વિલેવણ**-સુખડ, ચંદન વિગેરે વિલેપનનું પ્રમાણ કરવું. **બંભ**-બ્રહ્મચર્યનો નિયમ કરવો. **દિસી** છ દિશાએ જવાના ગાઉનું પ્રમાણ કરવું. **ન્હાણ**-બધે શરીરે ન્હાવાની મર્યાદા કરવી **ભતેસુ**-જમવાની વસ્તુઓનું પ્રમાણ કરવું. **પૃથ્વીકાય**-માટી, મીઠુ, ખડી, રમચી, ખારો વિગેરેનુ પ્રમાણ કરવું. **અપકાય**-ટાઢુ તથા ઉના પાણીનુ પ્રમાણ કરવું. **તેઉકાય**-દીવા,

ચુલા, ચારી, સગડીઓ વિગેરેનું પ્રમાણુ કરવું **વાઉકાય**–પંખા, ધમણો, હીંચકા વિગેરેનું પ્રમાણુ કરવું **વનસ્પતિકાય**–શાકભાજી વિગેરેનું પ્રમાણુ કરવું. **અસિ**–ધાર અણી ને ધબાકો એટલે તલવાર, ભાલો કે તોપ અને બંદુક છરી વિગેરે શસ્ત્રોનું પ્રમાણુ કરવું **મસિ**–શાહી, ખડીયા, કલમ રંગવાનું પાણી વિગેરેની ગણુત્રી કરવી. **કૃષિ**–ખેતી, ટાંકાં, ભોંયરાં, કુવા, તળાવ, વાવ વિગેરેનું પ્રમાણુ કરવું.

## ચોત્રીસ અસજ્ઝાય.

### આકાશની દશ અસજ્ઝાય.

૧ તારો આકાશે ખરે તો,
૨ ચારે દિશા રાતી થાય તો,
૩ અકાળે ગાજે તો,
૪ અકાળે વીજળી થાય તો,
૫ અકાળે કાટકો થાય તો,

૬ બીજના ચંદ્રની,
૭ જક્ષના ચિન્હ,
૮ કરા પડે તો,
૯ ધૂયર વરસે તો,
૧૦ રજુ વરસે તો.

### ઔદારિક શરીરની દશ અસજ્ઝાય.

૧ તતકાળનાં તાજા હાડકાં પડયાં હોય તો,
૨ માંસ પડયું હોય તો,
૩ લોહી પડયું હોય તો,
૪ વિષ્ટા ઉલટી પડી હોય તો,
૫ મુડદું બળતું હોય તો,
૬ ચંદ્રગ્રહણ થાય તો,
૭ સૂર્યગ્રહણ થાય તો,
૮ મોટો રાજા મરે તો,
૯ સંગ્રામ થાય તો,
૧૦ પંચેન્દ્રિયનું કલેવર પડયું હોય તો.

## વખત (કાળ) ની અસજઝાય.

૧ ચૈત્ર શુદ્દી ૧૫ ની
૨ ચૈત્ર વદ્દી ૧ ની
૩ અશાડ શુદ્દી ૧૫ ની
૪ અશાડ વદ્દી ૧ ની
૫ ભાદરવા શુદ્દી ૧૫ ની
૬ ભાદરવા વદ્દી ૧ ની
૭ કાર્તિક શુદ્દી ૧૫ ની
૮ કાર્તિક વદ્દી ૧ ની
૯ પ્રભાતની
૧૦ મધ્યાન્હની
૧૧ સંધ્યાની
૧૨ મધ્ય રાત્રિની
૧૩ હુતાશની પ્રગટે તે વખતની
૧૪ ધુળેટીના દિવસની

એ પ્રમણે ચોતરીસ અસજઝાય હોય ત્યારે સૂત્ર વંચાય, ભણાય નહી.

卐—::::—卐

# બત્રીસ સિદ્ધાંતોનાં નામ.

## અગ્યાર અંગનાં નામ.

(૧) આચારાંગજી, (૨) સુયગડાંગજી, (૩) ઠાણુંાંગજી, (૪) સમવાયાંગજી, (૫) ભગવતી—વિવાહ પન્નતિજી, (૬) જ્ઞાતાધર્મ-કથાજી, (૭) ઉપાસક દસાંગજી, (૮) અં-તગડ દસાંગજી, (૯) અનુત્તરો વવાઈજી, (૧૦) પ્રશ્નવ્યાકરણજી, (૧૧) વિપાકજી.

## બાર ઉપાંગનાં નામ.

૧. ઉવવાઈજી, ૨. રાયપ્રસણીજી, ૩. જીવાભિગમજી, ૪. પન્નવણાજી, ૫. જંબુ-દ્વીપ પન્નતિજી, ૬. ચંદ્રપન્નતિજી, ૭ સૂર્ય પન્નતિજી, ૮. નિરયાવલીકાજી, ૯. કપ્પવડિ-સિયા, ૧૦. પુફિયાજી, ૧૧. પુપ્ફચૂલીયાજી, ૧૨. વન્હિદશાજી.

## ચાર મૂલનાં નામ.

૧. ઉત્તરાધ્યયનજી, ૨. દશવૈકાલિકજી, ૩. નંદીજી, ૪. અનુયોગદ્વારજી.

## ચાર છેદનાં નામ.

૧. બૃહત્કલ્પજી, ૨. વ્યવહારજી, ૩. નિશિથજી, ૪. દશાશ્રુતસ્કંધજી.

બત્રીસમું–આવશ્યકજી.

એ બત્રીસ આગમો વિદ્યમાન છે.

---

ॐ ह्रीं श्रीं अर्हं नमः

## શ્રી નવપદ આયંબીલ કરવાની વિધિ.

દર સાલ ચૈત્ર શુદ ૬ અગર ૭ તથા આસો શુદ ૬ અગર ૭ થી આયંબીલની ઓળી શરૂ થાય છે અને નવ દિવસે સંપૂર્ણ થાય છે. આયંબીલ વ્રત કરવા ઇચ્છનારે સાધુ સાધ્વી પાસે અગર તો વડેરા શ્રાવક

શ્રાવીકા પાસે અગર સીમંધર સ્વામીની સાખે પોતે આયંબીલ વ્રતનું પચ્ચખાણ લઇ વ્રત સવારમાં આદરવું. તે દિવસે સાધુ સાધ્વીજીના દર્શન કરવા, વ્યાખ્યાન સાંભળવું. સામાયિક અગર સામાયિક ન આવડે તેમણે સંવર આદરી સવારના તથા સાંજના પ્રતિક્રમણ કરવું, યથાશક્તિ ધર્મદાન ઉપાશ્રયની પેટીમાં નાંખવું. નીચે દરરોજની વિધિ બતાવી છે તે પ્રમાણે ક્રિયા વિધિ કરે. આયંબીલનું ભોજન કરતાં પહેલાં જેણે આયંબીલ કરવાનું શરૂ કર્યું હોય તેમણે ઉપાશ્રયમાં ભેગા મળી, જમીન પૂંજી આસન પાથરી મૂહપતિ પલેવીને મુખે બાંધવી. પછી સામાયિક અગર સંવર આદરી નીચે મુજબ ક્રિયા વિધિ સૌએ સાથે બેસી કરવી. બાકી રહે તો સાંજના પ્રતિક્રમણ સુધીમાં પુરી કરવી. તેમાં જે જે દિવસે વધારે લોગસ્સના

કાઉસગ્ગ કરવાના હોય તે વખતે ઈરિયાવહિ પડિક્કમિ એક શ્રાવક અગર શ્રાવિકા લોગસ્સના પાઠની ગણુત્રી કરીને બોલે અને બાકીના બધા કાઉસગ્ગ ધ્યાને મૌન રહી સાંભળે અને લોગસ્સના પાઠ પૂરા થયે કાઉસગ્ગ ધ્યાને દરેક જણુ નવકાર મંત્રનો પાઠ ગણે. ત્યારપછી નમો અરિહંતાણું પ્રગટપણે કહી કાઉસગ્ગ પાળે. ત્યારપછી એક લોગસ્સનો પાઠ બોલવો અને પછીથી નવ દિવસના નવપદના નમસ્કાર કરવાના હોય ત્યારે આસન પર ઉભા થઇ પંચાંગ નમાવી મત્થએણું વંદામિ એમ બોલી નમસ્કાર કરે અને શક્તિ ન હોય તેમણે આસન પર બેઠાં થકાં પંચાંગ નમાવી નમસ્કાર કરે અને વધારે નમસ્કાર કરવાના આવે ત્યારે જે પદના નમસ્કાર કરવાના હોય તે પદ બોલી મત્થએણું વંદામિ એમ બોલી એક જણુ ગણુત્રી કરીને નમસ્કાર

સંભળાવે અને બાકીના બધા સાથે ઉપર પ્રમાણે નમસ્કાર કરે. તે પ્રમાણે નવે દિવસની ક્રિયા વિધિ કરે. ત્યારપછી નવ પદની નવ દિવસ સુધી વીસ વીસ માળા ગણે. એક પદ બોલી એક મણકો મુકે તે પ્રમાણે એક નવકારવાળી પૂરી કરે, એવી વીસ માળા ગણે અને કોઈ ભાઈ અગર બાઇ છુટક આયંબીલ કરે તેને જે દિવસની ક્રિયા વિધિ કરવાની હોય તે દિવસે સાથે બેસી ક્રિયા કરે. ત્યાર પછી પહોરસી અગર પુરિમડ્ઢ (બે પોરસી) નું જે પચ્ચખાણ કરેલ હોય તે પુરૂં થયે પચ્ચખાણ પાળ્યા પછી આયંબીલનું ભોજન કરે અને ત્યારપછીનો વખત ધર્મ કરણીમાં ગાળવો. સાંજે સામાયિક પ્રતિક્રમણ કરી ચૌવિહારનું પચ્ચખાણ કરવું.

▪—卐—▪

ॐ

## નવ દિવસની વિધિ નીચે મુજબ કરવી.

૧ આયંબીલના પ્રથમ દિવસે ૐ હ્રીં **નમો અરિહંતાણં** એમ બોલી એક મણકો મુકવો. એવી રીતે એક માળા ગણવી, એવી વીસ માળા ગણવી અને બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને શ્રી અરિહંતજીના બાર ગુણ હોવાથી **શ્રી અર્હદ્ભ્યો નમઃ** મત્થએણં વંદામિ એ પ્રમાણે પદ બોલી બાર વખત નમસ્કાર કરવા.

૨ આયંબીલના બીજે દિવસે ૐ હ્રીં **નમો સિદ્ધાણં** એ એક પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી અને આઠ લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને શ્રી સિદ્ધજીના આઠ ગુણ હોવાથી **શ્રી સિદ્ધેભ્યો**

**નમઃ** મત્થએણું વંદામિ એ પ્રમાણે પદ બોલી આઠ વખત નમસ્કાર કરવા.

૩ આયંબીલના ત્રીજા દિવસે ૐ **હ્રીં નમો આયરિયાણું** એ એક પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી અને છત્રીસ લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને શ્રી આચાર્ય-જીના છત્રીસ ગુણ હોવાથી **શ્રી આચાર્યેભ્યો નમઃ** મત્થએણું વંદામિ એ પ્રમાણે પદ બોલી છત્રીસ વખત નમસ્કાર કરવા.

૪ આયંબીલના ચોથા દિવસે ૐ **હ્રીં નમો ઉવજ્ઝાયાણું** એ એક પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી અને પચીસ લોગસ્સનો કાઉસગ્ગ કરવો, અને શ્રી ઉપાધ્યાયજીના પચીસ ગુણ હોવાથી **શ્રી ઉપાધ્યાયેભ્યો નમઃ** મત્થએણું વંદામિ એ પ્રમાણે પદ બોલી ૨૫ વખત નમસ્કાર કરવા.

૫ આયંબીલના પાંચમા દિવસે ૐ હ્રીં **નમો લોએ સવ્વ સાહુણં** એ એકપદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી અને સત્તાવીશ લોગસ્સનો કાઉસગ્ગ કરવો, અને શ્રી સાધુજીના સત્તાવીસ ગુણ હોવાથી **શ્રી સર્વ સાધુભ્યો નમઃ** મત્થએણં વંદામિ એ પ્રમાણે પદ બોલી સત્તાવીસ વખત નમસ્કાર કરવા.

૬ આયંબીલના છઠ્ઠા દિવસે ૐ હ્રીં **શ્રી** નમો દંસણસ્સ એ પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી, અને સડસઠ લોગસ્સનો અથવા ઓછામાં ઓછા પાંચ લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને સમ્યક્ત્વ પદના સડસઠ ગુણ હોવાથી **શ્રી દર્શનાય નમઃ** મત્થએણં વંદામિ એ પ્રમાણે પદ બોલી સડસઠ વખત નમસ્કાર કરવા.

૭ આયંબીલના સાતમા દિવસે ૐ હ્રીં **શ્રી નમો નાણુસ્સ** એ પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી, અને એકાવન લોગસ્સનો અથવા ઓછામાં ઓછા પાંચ લોગસ્સનો કાઉસગ્ગ કરવો, અને જ્ઞાન પદના એકાવન ગુણ હોવાથી શ્રી **જ્ઞાનાય નમઃ** મત્થએણં વંદામિ એ પ્રમાણે પદ બોલી એકાવન વખત નમસ્કાર કરવા.

૮ આયંબીલના આઠમા દિવસે ૐ હ્રીં **શ્રી નમો ચરિત્તસ્સ** એ પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી અને સિત્તેર લોગસ્સનો અથવા ઓછામાં ઓછા સત્તર લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને શ્રી ચારિત્ર પદના સિત્તેર ગુણ હોવાથી **શ્રી ચારિત્રાય નમઃ** મત્થએણં વંદામિ એ પ્રમાણે સિત્તેર વખત નમસ્કાર કરવા.

૯ આયંબીલના નવમા એટલે છેલ્લા દિવસે ૐ હ્રીં **શ્રી નમો તવસ્સ** એ પદની ઉપર પ્રમાણે એક માળા એવી વીસ માળા ગણવી, અને પચાસ લોગસ્સનો અથવા ઓછા-માં ઓછા બાર લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને શ્રી તપ પદના પચાશ ગુણ હોવાથી **શ્રી તપસે નમઃ** મત્થએણું વંદામિ એ પ્રમાણે પદ બોલી પચાસ વખત નમસ્કાર કરવા.

**શ્રી આયંબીલવિધિ સંપુર્ણ.**

ૐ

**બીજી રીતે નવપદ આયંબીલ એક ધાનનું કરવાનું તેની વિધિ લખી છે અને નવ દિવસની ક્રિયા વિધિ ઉપર બતાવ્યા પ્રમાણે કરવી.**

૧ પ્રથમ દિવસે શ્વેત ધાનનું આયંબીલ કરે, અરિહંતનો વર્ણ સફેદ છે કારણ અરિ-

હંતને કેવળજ્ઞાન, શુકલધ્યાન, શુકલ લેશ્યા છે તેથી.

૨ બીજા દિવસે રાતા ધાનનું આયંબીલ કરે, સિદ્ધનો વર્ણ લાલ છે કારણ કે સિદ્ધ થવાના છેલ્લા સમયે કર્મને પ્રજાળે ( બાળે ) છે. અહીં અગ્નિની ઉપમા લેવાથી એ અગ્નિનો રંગ પણ લાલ છે તેથી.

૩ ત્રીજા દિવસે પીળા ધાનનું આયંબીલ કરે, ચણાની દાળ વીગેરેનું. આચાર્યનો વર્ણ પીળો છે કારણ કે આચાર્યને પદ્મલેશ્યા છે તેથી.

૪ ચોથા દિવસે લીલા ધાનનું આયંબીલ કરે, મગની દાળ પ્રમુખનું. ઉપાધ્યાયનો વર્ણ લીલો છે અને સિદ્ધાંત ભણ્યા છે, અતિચાર પણ ઓછા લાગે છે કારણ કે નીલ લેશ્યા છે તેથી.

૫ પાંચમા દિવસે કાળા ધાનનું આયંબીલ કરે, સાધુજીનો વર્ણ કાળો છે, અને સાધુજીને અતિચાર ઘણા લાગે છે, કારણ કૃષ્ણાદિક લેશ્યા છે તેથી.

૬ છઠ્ઠા દિવસે શ્વેતધાનનું આયંબીલ કરે, ચોખા વિગેરેનું દર્શનનો વર્ણ સફેદ છે કારણ કે આત્માના નિર્મળ ગુણો છે તેથી.

૭ સાતમા દિવસે શ્વેતધાનનું આયંબીલ કરે, જ્ઞાનનો વર્ણ સફેદ છે કારણ આત્માના નિર્મળ ગુણો છે તેથી.

૮ આઠમા દિવસે શ્વેત ધાનનું આયંબીલ કરે, ચારિત્રનો વર્ણ સફેદ છે કારણ આત્માના નિર્મળ ગુણો છે તેથી.

૯ નવમા દિવસે શ્વેત ધાનનું આયંબીલ કરે, તપનો વર્ણ સફેદ છે કારણ આત્માના નિર્મળ ગુણો છે તેથી.

**શ્રી એક ધાન આયંબીલ વિધિ સંપૂર્ણ.**

# પ્રાર્થના.

( દોહરા )

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ. ૧
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી અંતર શુદ્ધરૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ! ૨
નથી આજ્ઞા ગુરૂદેવની, અચલ કરી ઉરમાંહી;
આપ તણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાહી ૩
કેવળ કરૂણા મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૪
અનંત કાળથી આથડયો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂકયું નહિ અભિમાન. ૫
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યા અનેક;
પાર ન તેથી પામીયો, ઉગ્યો ન અંશ વિવેક. ૬
સહુ સાધન બંધન થયા, રહ્યો ન કાંઇ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય! ૭

પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડયો ન સદ્ગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય. ૮
અધમાધમ અધિકો વળી, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૯
પડી પડી તુજ પદપંકજે, ફરિ ફરિ માગું એજ;
સદ્ગુરૂ સંત સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરિદેજ. ૧૦

o——o

## વ્યાખ્યાન બાદ બોલવાના ઉપદેશી દોહરા.

દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ;
અનંતા જીવ મુક્તિ ગયા,
દયાતણાં ફળ જાણ, ૧
હિંસા તે દુઃખની વેલડી, હિંસા તે દુઃખની ખાણ,
અનંતા જીવ નરકે ગયા,
હિંસાતણાં ફળ જાણ. ૨
ધર્મ વાડીએ ન નીપજે, ધર્મ હાટે ન વેચાય;

ધર્મ વિવેકે નીપજે,
જો કરીએ તો થાય. ૩

રત્ન પડ્યું રે બજારમાં, રહ્યો ગરધ લોભાય,
મુરખ જાણે કાંકરો,
ચતુર લીયોરે ઉઠાય. ૪

નગર કેરા બજારમાં, લાંબા પાન ખજુર;
ચડે તો ચાખે પ્રેમરસ,
પડે તો ચકના ચુર. ૫

ખરો મારગ વીતરાગનો, જેમાં કુડ નહીં લવલેશ;
શાણા થઇને સમજજો,
મનમાં રાખી વીવેક. ૬

ઠગાવ્યા ઠગશો નહિ, નિશ્ચળ રાખજો મન;
હિંસાથી રહેજો વેગળા,
કહેવાશો ધન્ય ધન્ય. ૭

રાત્રિ ગુમાવી સુયતાં, દિવસ ગુમાવ્યો ખાય;
હિરા જેવો મનુષ્ય ભવ,
કોડી બદલે જાય. ૮

દાન શિયળ તપ ભાવના, ધર્મના ચાર પ્રકાર;
કરો આરાધો ભાવશું,
તો પામો ભવપાર. ૯

કરો દલાલી ધર્મની, દિપે અધીકી જ્યોત;
કૃષ્ણ વાસુદેવ જાણવા,
જેણે બાંધ્યું તીર્થંકર ગોત્ર. ૧૦

---

## ચેત ચેત નર ચેત !

(દોહરા)

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત,
હુજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત ! ૧
જોર કરીને જીતવું, ખરેખરૂં રણુ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત ! ૨
ગાફીલ રહીશ ગમાર તું, ફોગટ થઈશ ફજેત;
હવે જરૂર હુશિયાર થઇ, ચેત ચેત નર ચેત ! ૩
તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડ્યાં, ચેત ચેત નર ચેત ! ૪

પ્રાણ જશે જ્યાં પીંડથી, પીંડ ગણાશે પ્રેત;
માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત! ૫
રહ્યા ન રાણા રાજીયા, સુર નર મુનિ સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત!૬
રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછી નર તન પામીશ ક્યાં, ચેત ચેત નર ચેત !૭
કાળા કેશ મટી ગયા, સર્વ બનીયા શ્વેત;
જોબન જોર જતું રહ્યું, ચેત ચેત નર ચેત ! ૮.
માટે મનમાં સમજીને, વિચારીને કર વેત;
ક્યાંથી આવ્યો ક્યાં જવું, ચેત ચેત નર ચેત ! ૯
શુભ શિખામણ સમજીને, પ્રભુ સાથે કર હેત;
અંતે અવિચળ એજ છે, ચેત ચેત નર ચેત! ૧૦

—૦—

## કરો હંસના કામ.

[ દોહરા ]

ઉજ્જ્વળતાને આદરો, શરીર ન કરશો શ્યામ;
કર્મ તજી દઇ કાગનાં, કરો હંસનાં કામ. ૧

બુદ્ધુ થઈ બનશો નહિ, ગોબરતણા ગુલામ;
નીર ક્ષીર ન્યારાં કરો, કરો હંસના કામ. ૨

મુક્તાફળ મૂકી દઈ, ચુંથો નહિ કદિ ચામ,
દૂધ તણા દરિયે વસો, કરો હંસનાં કામ. ૩

સ્થાન તજો સમળી તણું, ઠરો હંસનાં ઠામ;
બગજેવા ઠગ ન બનો, કરો હંસના કામ. ૪

અધર્મને અડકો નહિ, રહો ધર્મનાં ધામ;
રમો હંસના રાજ્યમાં, કરો હંસનાં કામ. ૫

પામર સેવા પરહરી, રટો હૃદયમાં રામ;
શ્વાનપણું છોડી દીયો, કરો હંસનાં કામ. ૬

ક્ષુદ્રબની ખાશો નહિ, હકને તજી હરામ;
ભુંડસંગ ભળશો નહિ, કરો હંસના કામ. ૭

અવગુણને અળગા કરો, ગ્રહો સુગુણનાં ગ્રામ;
પ્રવેશ ન કરો પાપમાં, કરો હંસનાં કામ. ૮

આરોગો અમૃતફળો, વિમળ કરી વિશ્રામ;
ઘુવડપણું ઘટથી તજો, કરો હંસનાં કામ. ૯

રજને તજી અજને ભજો, નિત્ય નિરંજન નામ;
સંતશિષ્ય સુખ પામવા, કરો હંસનાં કામ. ૧૦

## ઉપદેશી દોહરા.

અરિહંત સિદ્ધ સમરૂં સદા, આચાર્ય ઉવજઝાય;
સાધુ સકળ કે ચરણકુ, વંદુ શિષ નમાય. ૧
સર્વ મંત્ર શિરોમણી, મંત્ર ખરો નવકાર;
ભાવ ધરી જપતાં લીએ, સુખ સંપત્તિ અપાર. ૨
વિનય વડો સંસારમાં, વિનય વિના નહિ જ્ઞાનઃ
વિનય ધર્મ સેવો સદા, છોડી ઉર અભિમાન. ૩
પ્રથમ નમું ગુરૂ દેવને, જેણે આપ્યું જ્ઞાન;
ભવ સાગર તરવા તણું, આપ્યું જેણે ભાન. ૪
ભવ ભ્રમણના ચક્રમાં, ભમીયો હું બહુ વાર;
મહા પુણ્યથી પામીયો, માનવનો અવતાર. ૫
જન્મ ધરી આ જગતમાં, શું મેળવીઓ સાર;
નિર્મળ મનના ભાવથી, કરજો એહ વિચાર ૬
માત તાત ભ્રાતા સહુ, સ્વપ્નતણો સંગાથ;
અંતે જાવું જીવને, પુણ્ય પાપ લઇ સાથ ૭
કયાંથી આવ્યો કયાં જવું, થશે કેમ ધન્ય અવતાર;
આ દુઃખીયા સંસારમાં, શોધો તારણહાર. ૮

ગુરૂ મોક્ષ દાતાર છે, ગુરૂ દુઃખ હરનાર;
ગુરૂ વિના કો છે નહિ, જગમાં તારણહાર. ૯
કેશી ગુરૂએ તારીઓ, મહા પાતકી રાય;
નામે પરદેશી ભલો, દિયો સ્વર્ગ સુખદાય. ૧૦
શાંત દાંત સંતોષીને, શુદ્ધ શિયળ ધરનાર;
એવા ગુરૂ ગુણવંતને, વંદન વારંવાર. ૧૧
મોહ કર્મની જાળમાં, બંધાયો આ જીવ;
બોધ સુણાવીને સદા, ગુરૂ બનાવે શિવ ૧૨
સદ્‌ગુરૂનો સત્સંગ કરી, કરજો સારાં કામ;
**મહાવીરના શુભ પંથથી, વરજો શિવપુર ધામ ૧૩**

卐—•••—卐

## શ્રી સોળ સતીનો છંદ.

——*——

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ; પ્રભાતે ઉઠીને મંગળિક કામે, સોળ સતીનાં નામ લીજીએ ૧. બાળ કુમારી જગ-

હિતકારી, બ્રાહ્મી ભરતની બેનડીએ; ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતીમાં જે વડીએ. ૨. બાહુ બળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભ સુતાએ; અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણ જુતાએ. ૩. ચંદનબાળા બાળપણેથી, શીયળવંતી શુદ્ધ શ્રાવિકાએ; અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકાએ. ૪. ઉગ્રસેન ધુયા ધારિણી નંદની, રાજેમતી નેમી વલ્લભાએ; યોવન વેશે કામને જીત્યો, સંજમ લેઈ દેવ દુલ્લભાએ. ૫ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદતનયા વખાણીએએ; એકસો આઠે ચીર પુરાણાં, શીયળ મહીમા તસ જાણીયે. ૬. દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળ ચંદ્રિકાએ; શીયળ સલૂણી રામ જનેતા, પુણ્ય તણી પ્રનાળીકા એ. ૭. કોસંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ; તસ ઘર ઘરણી મૃગાવતી

સતી, સુર ભવને જશ ગાજીયો એ. ૮ સુળશા સાચી શીયળે ન કાચી, રાચી નહિ વિષયારસે એ; મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯. રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતીએ; જગ સહુ જાણે ધીજ કરતાં, અનળ શીતળ થયો શીયળથી એ. ૧૦. સુરનર વંદિત શીયળ અખંડિત, શીવા શીવ પદ ગામનીએ; જેહને નામે નિર્મળ થઈએ, બલીહારી તસ નામની એ ૧૧. કાચે તાંતણે ચારણી બાંધી, કુપ થકી જળ કાઢીયું એ; કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૨ હસ્તીનાગપુરે પાંડુ રાયની, કુંતા નામે કામીનીએ; પાંડવ માતા દસે દસાર્ની, બહેન પતિવ્રતા પદ્મનીએ. ૧૩ શીળવતી નામે શીળવ્રત ધારીણી, ત્રિવિધે તેહને વંદીયે એ; નામ જપંતાં પાતક જાએ, દરીસણે દુરીત નીકંદીયે એ. ૧૪. નીષધાનગરી નળ

નરીંદની, દમયંતી તસ ગેહીની એ; સંકટ પડતાં શીયળજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫. અનંગ અજીતા જગ જન પુજીતા, પુષ્પચુળા ને પ્રભાવતી એ; વિશ્વ વિખ્યાતા કામને દમતા, સોળમી સતી પદમાવતી એ. ૧૬. વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરતન ભાખે મુદાએ; વ્હાણું વાતાં જે નર ભણશે, તે લેશે સુખ સંપદા એ. ૧૭.



## સોળ સતીઓનાં નામ.

જંબુ તે દ્વીપના, ભરત ક્ષેત્રમાં (૨)
સોળ સતી મોટાં થયાં રે,
પહેલે હો બ્રાહ્મી ને બીજે હો સુંદરી (૨)
ત્રીજે તે ચંદન બાલિકા રે,
ચોથે રાજેમતી, પાંચમે દ્રૌપદી; (૨)

છઠ્ઠે કૌશલ્યા મન વસ્યાં રે.

સાતમે મૃગાવતી, આઠમે સોલસા (૨)

નવમે સીતાજી મન વસ્યાં રે.

દશમે સુભદ્રા, અગીયારમે જાણું (૨)

શીવાદેવી માતા શીયળવંતા રે.

બારમે કુંતા સતી, તેરમે દમયંતી (૨)

ચૌદમે ચેલણા મન વસ્યાં રે.

પંદરમે પ્રભાવતી, સોળમે સમરૂં (૨)

પદમાવતી મોટાં સતી રે.

સોળ સતીનાં જે ગુણ ગાવે (૨)

તે લેશે સુખ સંપદા રે.



## શિયળની સજઝાય.

卐—::::—卐

શિયળ મુદ્રિકા ખરીરે પ્યારી,

જે પાળે નર નારજી;

આખી અણીએ શિયળજ પાળ્યું,
તેને તે જાવું બલીહારજી. શિયળ૦ ૧
સોળ વર્ષના જંબુ સ્વામી,
લીધો સંયમ ભારજી;
ક્રોડ નવાણું તજ્યા સોનૈયા,
તજી તે આઠે નારજી. શિયળ૦ ૨
નેમ જીનેશ્વરે રથ ફેરવિયો,
જઈ રહ્યા ગઢ ગિરનારજી;
પશુડાં છોડાવીને સંજમ લીધો,
રાજુલ મેલ્યાં તેણી વારજી. શિયળ૦ ૩
વિજય શેઠ ને વિજયા શેઠાણી,
પલંગ વચ્ચે તલવારજી;
આખી અણીએ શિયળ સાચવ્યું,
તેને જાઉં બલીહારજી. શિયળ૦ ૪
વૈષ્ણવ ઘરે શ્રાવિકા પરણાવી,
મનમાં સમર્યા નવકારજી;

સર્પ મટીને થઈ ફુલની માળા
શિયળ તણો પ્રભાવજી. શિયળ૦ ૫
સુદર્શન શેઠને શુળીએ ચઢાવ્યા,
મનમાં સમર્યા નવકારજી;
શુળી મટીને થયું સિંહાસન,
શિયળ તણાં ફળ જાણુજી. શિયળ૦ ૬
નળ રાજા ને દમયંતી રાણી,
કલંક ચઢયું તેણી વારજી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમીયાં,
દુઃખ સહ્યાં અપારજી. શિયળ૦ ૭
સતી સીતાને કલંક ચડાવ્યું,
મોકલીયાં વનવાસજી;
અગ્નિમાંથી પાણી થયું,
શિયળ તણો પ્રભાવજી. શિયળ૦ ૮
પાંચ પાંડવ ઘરે દ્રૌપદી રાણી,
પાંચ પુરૂષ ઘર નારજી;

એકસો ને આઠે ચીર પુરાણાં,
શિયળ તણાં ફળ જાણુજી. શિયળ૦ ૯
ચંદનબાળાને બાળપણાથી,
દુઃખ પડયાં છે અપારજી;
બેડી તુટીને ઝાંઝર થયાં,
શિયળ તણો પ્રભાવજી. શિયળ૦ ૧૦
કૌશાંબી નગરીમાં સ્થુલીભદ્ર આવ્યા,
રહ્યા ચાતુર્માસજી;
જોબન વયમાં કામને જીત્યો,
તેને તે જાઉં બલિહારજી. શિયળ૦ ૧૧
કળાવતીના પૂર્વ કર્મથી,
રાયે કપાવ્યા બે કરજી;
બેરખા સહીત બાહુ થયા,
શિયળ તણો પ્રભાવજી. શિયળ૦ ૧૨
ચંપા પોળે તાળાં જડીયાં,
દીધાં દેવ કુમારજી;

સતી સુભદ્રાએ પોળ ઉઘાડી,
શિયળ તણો પ્રભાવજી. શિયળ૦ ૧૩
એવું જાણી શિયળ વ્રત પાળે,
તેને જાઉં બલીહારજી;
કર જોડીને કવિયણ ભણે,
પાળો શિયળ નર નારજી. શિયળ૦ ૧૪

## દોહરા.

ભણ્યું તો તેનું ખરૂં, જે મોહે નવી લોભાય;
સુખ દુઃખ આવે જીવને, હર્ષ શોક નવી થાય. ૧
માળા તો કરમેં ફિરે, જીભ ફિરે મુખ માંય;
મનવા તો ચઉદિશ ફરે, એસો સમરન નાંય. ૨
કાગા કિસકા ધન હરે, કોયલ કિસકું દેત;
મીઠી વાણી બોલકે, જગ અપના કરલેત. ૩
મણકા ફેરત જન્મ ગયો, ગયો ન મનકો ફેર;
કરકા મણકા છોડ કે, મનકા મણકા ફેર. ૪

——:*:——

# ભાગ ૪ થો.

## વીરજીનનાં ચૌદ સ્વપ્નનું સ્તવન.

રાયરે સિદ્ધારથ ઘેર પટરાણી, નામે ત્રિશલા સુલક્ષણીએ ॥ રાજભુવન માંહે પલંગે પોઢતાં, ચઉદ સ્વપ્ન રાણીએ લહ્યાંએ ॥ ૧ ॥ પહેલારે સ્વપ્ને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણોએ ॥ ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો; ચોથે લક્ષ્મીજી દેવતાએ ॥ ૨ ॥ પાંચમે પંચ વરણી ફુલની માળા, છઠ્ઠે ચંદ્ર અમીય ઝર્યાં એ ॥ સાતમે સૂરજ આઠમે ધ્વજા, નવમે કળશ અમીય ભર્યાએ ॥ ૩ ॥ પદ્મ સરોવર દશમે દીઠું, ખીરસમુદ્ર અગીયારમે એ ॥ દેવ વિમાન તે બારમે દીઠું, રણુઝણુ ઘંટા વાજતાં એ ॥ ૪ ॥ રત્નનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ ॥ ચઉદ સ્વપ્ન

લહી રાણીજી જાગ્યાં, રાય સમોવડ પહોંચીયાં એ ॥ ૫ ॥ સુણોરે સ્વામી મેં તો સોહણલાં લાધ્યાં, પાછલી રાત રળીયામણીએ ॥ રાયરે સિદ્ધારથ પંડિત તેડયા, કહોરે પંડિત ફળ એહનાં એ ॥ ૬ ॥ અમ કુળમંડણ તુમ કુળ દીવો, જયવંતા તીર્થંકર જન્મશે એ ॥ જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણા એ ॥ ૭ ॥



## શ્રી મહાવીર જયંતી.



( રાગ—ગઝલ )

હજારો સુર ને ઇંદ્રો, નમ્યા છે વીરને ચરણે;
નવરાવ્યા વાણીને ઝરણે, જયંતી તે પ્રભુની છે.
હજારો સુર ને ઇંદ્રો૦ ૧

ચૈત્ર શુદી તેરશે જન્મ્યા, ભવાબ્ધિમાં તરી રૂપે;
પ્રકાશ કીધો ત્રણે લોકે, જયંતી તે૦ ૨
ચોસઠ ઇંદ્રે તુરત આવી, વજાડયાં કીર્તિનાં વાજાં;
જન્મોત્સવ કીધો ભારી, જયંતી તે૦ ૩
વૃદ્ધિ પામ્યા રાજસુખમાં, ત્રીસ વર્ષો વસી ગૃહમાં;
પછી ચાલ્યા ત્યાગના પંથે, જયંતી તે૦ ૪
ઉદાસીનતા ધરી મનમાં, એકાકી એ વસ્યા વનમાં;
ચંડકોશી દંશ સહિયા, જયંતી તે૦ ૫
ઘોર પરિસહ સહી અંગે, કર્મની ભેખડો તોડી;
થયા જ્ઞાનીય વીરસ્વામી, જયંતી તે૦ ૬
વિમાનો લઈ સ્વર્ગના રાજા,
સમોશરણે તુરત આવ્યા;
સુણાવી ત્યાં સુધાવાણી, જયંતી તે૦ ૭
ગૌતમાદિ યજ્ઞને છોડી,
ચુમાલીસો વિપ્ર આવ્યા;
બનાવ્યા જૈનના જોગી, જયંતી તે૦ ૮

રાજકન્યા ચંદના હાથે, છમાસી પારણું વહોર્યું;
હજારોને લીધા તારી, જયંતી તે૦ ૯

કહે આંબાજી વીર જન્મ, ઝળકતાં સૂર્યના જેવો;
વધાવી લ્યો હૃદય રંગે,
જયંતી તે પ્રભુની છે. હજારો ૦ ૧૦

---

## શ્રી મહાવીર સ્વામીનું હાલરડું.

卐

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે, ગાવે હાલો હાલો હાલરડાનાં ગીતરે ॥ સોના રૂપા ને વળી રત્ને જડિયું પારણું, રેશમ દોરી ઘુઘરી વાગે છુમ છુમ રીતરે ॥ હાલો, હાલો હાલો હાલો રે મ્હારા વીરને ॥૧॥ જિનજી પાર્શ્વ પ્રભુથી વર્ષ અઢીશેં અંતરે, હોશે ચોવીશમા તીર્થંકર જિન પરિણામ ॥ કેશીસ્વામી મુખથી એવી વાણી સાંભળી, સાચી સાચી હુઈ તે મ્હારે અમૃત વાણરે ॥ હા૦ ॥ ૨ ॥ ચૌદ

સ્વપ્ને હોવે ચક્રી કે જીનરાજ, વીત્યા બારે ચક્રી નહિ હવે ચક્રીરાજ, જીનજી પાર્શ્વ પ્રભુના શ્રી કેશી ગણધાર ॥ તેહને વચને જાણ્યા ચોવીશમા જીનરાજ, મ્હારી કૂખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ, મ્હારી કૂખે આવ્યા તરણ તારણ જહાજ ॥ હું તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઇ આજ રે ॥ હા૦ ॥ ૩ ॥ મુજને ડાહળા ઉપન્યા બેસું ગજ અંબાડીએ, સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય ॥ સહુ લક્ષણ મુજને નંદન ત્હારા તેજનાં, તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માયરે ॥ હા૦ ॥ ૪ ॥ કરતળ પગતળ લક્ષણ એક હજાર ને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જીનવર શ્રી જગદીશ ॥ નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સુપને દીઠો વીશવા વીશરે ॥ હા૦ ॥ ૫ ॥ નંદન નવલા બંધવ નંદીવર્દ્ધનના તમે, નંદન

ભોજાઈયોના દેવર છો સુકુમાળ ॥ હસશે
ભોજાઈયો કહી દીયર મ્હારા લાડકા, હસશે
રમશે ને વળી ચૂંટી ખણુશે ગાલ, હસશે
રમશે ને વળી હુંસા દેશે ગાલ રે. ॥ હા૦ ॥
॥ ૬ ॥ નંદન નવલા ચેડા રાજાના ભાણેજ
છો, નંદન નવલી પાંચશે મામીના ભાણેજ
છો, નંદન મામલીયાના ભાણેજા સુકુમાળ ॥
હસશે હાથે ઉચ્છાળી કહીને મ્હાના ભાણેજા,
આંખ્યો આંજીને વળી ટપકું કરશે ગાલ રે.
॥ હા૦ ॥ ૭ ॥ નંદન મામા મામી લાવશે
ટોપી આંગલાં, રતને જડીયાં ઝુલડા મોતી
કસબી કોર ॥ નીલાં પીળાં ને વળી રાતાં
સરવે જાતિનાં, પહેરાવશે મામી મ્હારા નંદ
કિશોર રે ॥ હા૦ ॥ ૮ ॥ નંદન મામા મામી
સુખડલી બહુ લાવશે, નંદન ગજુવે ભરશે
લાડુ મોતીચુર ॥ નંદન મુખડં જોઇને લેશે
મામો ભામણાં, નંદન મ:મી કહેશે જીવો

સુખ ભરપૂરરે ॥ હા૦ ॥ ૯ ॥ નંદન નવલા ચેડા મામાની સાતે સતી, મ્હારી ભત્રીજી ને બ્હેન તમારી નંદ ॥ તે પણ ગુંજે ભરવા લાખણુસાઇ લાવશે, તુમને જોઈ જોઇ હાશે અધિકો પરમાનંદરે ॥ હા૦ ॥ ૧૦ ॥ રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વળી સૂડા મેના પોપટ ને ગજરાજ ॥ સારસ કોયલ હંસ તીતર ને વળા મોરજી, મામી લાવશે રમવા નંદ તમારે કાજરે ॥ હા૦ ॥ ૧૧ ॥ છપ્પન કુમરી અમરી જળ કરશે નવરાવિયા, નંદન તમને અમને કેળીઘરની માંહી ॥ ફુલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે, બહુ ચિરંજીવો આશીષ દીધી તુમને ત્યાંહ રે ॥ હા૦ ॥૧૨॥ તમને મેરૂ ગિરિપર સુરપતિયે નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય ॥ મુખડા ઉપર વારી કોટી કોટી ચંદ્રમા, વળી તનપર વારી ગ્રહ ગણ સમુદાયરે ॥હા૦॥

॥ ૧૩ ॥ નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજપર અંબાડી બેસાડી મ્હોટે સાજ; પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું, સુખડલી લેશું નિશાળીયાને કાજરે ॥ હા૦ ॥૧૪॥ નંદન નવલા મ્હોટા થાશો ને પરણાવશું, વહુ વર સરખી જોડી લાવશું રાજકુમાર; સરખા સરખી વેવાઈ વેવાણું પધરાવશું, વર વહુ પોંખી લેશું જોઈ જોઇને દેદાર રે ॥ હા૦ ॥ ॥ ૧૫ ॥ પીયર સાસર મ્હારા બેહુ પખ નંદન ઉજળા, મ્હારી કુખે આવ્યા તાત પનોતા નંદ ॥ મ્હારે આંગણ વરસ્યા અમૃત દૂધ મેહુલા, મારે આંગળ ફળિયા સુર તરૂ સુખના કંદરે ॥ હા૦ ॥ ૧૬ ॥ ઇણિપેરે ગાયું માતા ત્રિશલા સુતનું હાલરૂં, જે કોઇ ગાશે લેશે પુત્ર તણા સામ્રાજ ॥ બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરૂં, જયજય મંગળ હોજો દીપવિજય કવિરાજરે ॥ હા૦ ॥ ૧૭ ॥

## શ્રી મહાવીર સ્વામીનું પારણું.

ઝુલો મારા પ્યારાં રસીલા વીર ઝુલો,
ઝુલો ઝુલો પ્રેમે ઝુલાવું. (ટેક)
ફૂલો નિત્ય રંગે હોંસીલા જીન ફૂલો,
ફુલો ફુલો ફુલડે વધાવું,
ઝુલો મારા પ્યારા રસીલા વીર. ઝુલો૦ ૧

વીર તારૂં પારણું રત્ને જડાવું,
સોના રૂપાની કાંગરી મુકાવું,
હેતે હીંચોળીને ગીત રૂડા ગાવું;
ગાઉં ગાઉં આનંદ ઉર થાવું. ઝુલો૦ ૨

માતા ત્રિશલાજીનું આંગણું રૂપાળું,
હેમના હીંડોળા ને મોતી જ્યોતીવાળું,
પ્યારૂં પ્યારૂં એવું કયાંથી લાવું. ઝુલો૦ ૩

જૈન બાળાઓ પારણું ઝુલાવે,
હેતે હીંચોળીને ગીત રૂડા ગાવે,
ગાવે ગાવે આનંદ ઉર થાવે. ઝુલો૦ ૪

## ૨૪૭

## શ્રી મહાવીર સ્વામીનું પારણું.

મહાવીર પ્રભુ ઝુલે પારણે રે લોલ, (ટેક)
એક સોહાગી ગગન ચાંદલો રે લોલ,
    બીજો સોહાગી મહાવીર જો,
                                        મહાવીર પ્રભુ૦ ૧
ચંપો ખીલેલ ફૂલવાડીએ રે લોલ,
    હૃદયે ખીલેલ મહાવીરજો,
                                        મહાવીર પ્રભુ૦ ૨
આંગણે ઉજાસ મારે સૂર્યનો રે લોલ,
    અંતરે ઉજાસ મહાવીરજો,
                                        મહાવીર પ્રભુ૦ ૩
રાજ તો બિરાજે રાજ મંદિરે રે લોલ,
    પારણે બિરાજે મહાવીરજો,
                                        મહાવીર પ્રભુ૦ ૪
એક તો આનંદ મારે બારણે રે લોલ,

અંતરે આનંદ મહાવીર જો,

મહાવીર પ્રભુ૦ ૫

પ્રીતે ઝુલાવે જૈન બાળાઓરે લોલ,

પારણે ઝુલાવે મહાવીર જો,

મહાવીર પ્રભુ૦ ૬

---

## શ્રી મહાવીર સ્વામીનું ચોઢાલીયું.

卐——卐——卐

( ઢાળ ૧ લી )

સિદ્ધારથે કુળે તું ઉપન્યો, ત્રિશલાદે થારી માત જી, વરસી દાન દેઈ કરી; સંજમ લીધો જગનાથ જી, થેં મન મોહ્યું મહાવીર જી ૧ કંચન વરણી છે કાય જી, નયણ ન ધ્રાપેજી નિરખતાં, દિઠડે આવે છે દાયજી, થેં મન૦ ૨ આપ એકિલા સંયમ આદર્યો, ઉપન્યો ચોથો રે જ્ઞાન જી; ઉત્કૃષ્ટ તપ થેં આદર્યો, ધરતા

નિર્મળ ધ્યાન જી; થે મન૦ ૩. ઉગ્ર વિહાર થેં આદર્યો, કોઇ વાસ રહ્યા વનવાસ જી; કેઇ વાસા વસ્તિયે રહ્યા, ન રહ્યા એક ઠામે ચો-માસ જી; થે મન૦ ૪. પ્રભુ પેલો ચોમાસો થેં કિયો, અઠ્ઠીગામ મોઝાર જી; દુજો વાણીજ ગામ મે; પંચ ચંપા સુખકાર જી; થે મન૦ ૫. પંચ પૃષ્ટ ચંપા કર્યા, વિશાળા નગરીમાં તીન જી; રાજગૃહીમાં ચૌદ્દે કર્યાં, નાલંદે પાડે લયલીન જી; થે મન૦ ૬ છ ચોમાસાં મિ-થિલા કર્યાં, ભદ્રિકા નગરીમાં દોયજી; એક કર્યો રે આલંભિયા, સાવથિં નગરી એક હોય જી; થે મન૦ ૭. એક અનારજ દેશમાં, અપાપા નગરી એક જાણુ જી; એક કર્યો પાવાપુરી મે, જઠે પહોત્યા નિર્વાણુ જી; થે મન૦ ૮. હસ્તી-પાળ રાજા ઇમ વીનવે, હું તુમ ચરણારો દાસ જી; એક શાળા મ્હારે સુઝતી, આપ કરીને ચોમાસ જી; થે મન૦ ૯ ચાલીશ ચો-

માસાં શહેરમાં, દાખ્યાં દેશ નગરના નામ જી; એક અનારજ દેશમાં, એક ચોમાસું વળી ગામ જી; થેં મન૦. પ્રભુ ગામ નગર પુર વિચર્યા, ભવ્ય જીવારાં ભાગ્ય જી; મારગ બતાયો મોક્ષનો, કીધો ઉપકાર અથાગ જી; થેં મન૦ ૧૧. સાડાબાર વરસાં લગે, ઉપર આધો રે માસ જી; છદમસ્થ રહ્યા પ્રભુ એટલું, પછી કર્યો કેવળજ્ઞાન પ્રકાશ જી; થેં મન૦ ૧૨. વર્ષ બયાળીશ પાળિયો, સંયમ સાહસ ધીરજી; ત્રીશ વરસ ઘરમાં રહ્યા, મોક્ષદાયક મહાવીર જી; થેં મન૦ ૧૩. પાવાપુરીમાં પધારીયા, નર નારી હુઆ ઉલ્લાસ જી; ઋષિ રાયચંદજી ઇમ વીનવે, હું આયો પ્રભુજીને પાસ જી; થેં મન૦ ૧૪. સંવત અઢારે ગુણુ ચાલીશમે, નાગોર શહેર ચોમાસ જી; પૂજ્ય જેમલજી પ્રસાદથી, એહ કરી અરદાસ જી; થેં મન૦ ૧૫

(ઢાળ ૨ જી.)

શાસન નાયક વીર જિણુંદ, તીરથ નાથ જાણે પુનમ ચંદ; ચરણે લાગે જારે ચોસઠ ઇંદ્ર, સેવા કરે જારી સુર નર વૃંદ; થેં અબકો ચોમાસો સ્વામીજી અઠેકરોજી, થેં પાવાપુરીસેં પગ આઘો મતિ ધરો જી, અઠે કરો અઠે કરો, અઠે કરો જી, થેં ચરમ ચોમાસો સ્વામીજી અઠે કરો જી. ૧. એ આંકણી. હસ્તિપાળ રાજા વિનવે કર જોડ, પૂરો પ્રભુજી મ્હારા મનરા હો કોડ; શીશ નમાય ઉભો જોડી હાથ, કરૂણા સાગર વાંજો કૃપાજી નાથ; થેં અબકો૦ ૨. રાયની રાણી વિનવે રાજલોક, પુણ્ય જોગે મળ્યો સેવાનો સંજોગ; મન વાંછિત સહુ મળિયાજી કાજ, થેં મયાકરી મુજ સામું જુઓ જિન-રાજ; થેં અબકો૦ ૩. શ્રાવક શ્રાવિકા કંઈ નર નાર, મળી મળી વિનંતી કરે વારંવાર; પાવા-

પુરીમાં પધાર્યા વીતરાગ, પ્રગટી પુણ્યાઈ મ્હારાં મ્હોટાં જી ભાગ્ય; થેં અબકો૦ ૪. વળી હસ્તિ-પાળ રાજા વીનવે ભૂપાળ, પ્રભુજી થેં છો દીન દયાળ; સૂઝતી એક મ્હારે મ્હોટી છે શાળ, હવે લાગી ગયો છે વરષાજી કાળ; થેં અબકો૦ ૫. માની વિનતી પ્રભુ રહ્યા ચોમાસ, પાવા-પુરીમાં હુઓ હરષ ઉલ્લાસ; ગૌતમ ગણધર ગુરૂ-જીને પાસ, નિશદિન જ્ઞાનનો કરેજી અભ્યાસ; થેં અબકો૦ ૬. સાધુ અનેક રહ્યા કર જોડ, સેવા કરે સદા હોડાજી હોડ; ચોદ હજાર ચેલા રત્નારી માળ, દીક્ષા લીધી છોડી માયા જંજાળ; થેં અબકો૦ ૭. વડી ચેલી ચંદનબાળાજી જાણ, હુઈ કુમારી મહા સતિ ચતુર સુજાણ; મોતીની માળા છત્રીસ હજાર, સઘળીમેં વડી સાધવી એ શિરદાર; થેં અબકો૦ ૮. ચારૂઇ સંઘ સેવા નિત્ય કરે, પ્રભુજીને દેખી દેખી અં-ખીયાં ઠરે; નવ મલ્લિ ને નવ લચ્છી જી રાય,

જ્યારાં દર્શન કેરી ચિત્તમે મ્હાય; થેં અબકો૦ ૯. સંઘ સઘળારે હુઈ મન રંગ રળી, પુણ્ય યોગે પ્રભુજીની સેવા મળી; ઋષિ રાય-ચંદજી વિનવે જોડી હાથ, થેં કરૂણાસાગર વાંજો કૃપાજીનાથ; થેં અબકો૦ ૧૦. શહેર નાગોરમેં કિયોજી ચોમાસ, પ્રભુજી દેજ્યો મને મુક્તિનો વાસ; હું સેવક તુમે સાહિબ સ્વામ, મ્હારે અવર દેવાશું નહિ કોઈ કામ; અબકો૦ ૧૧

———:*:———

( ઢાળ ૩ જી ).

શાસન નાયક શ્રી મહાવીર, તીરથનાથ ત્રિભુવન ધણી; પાવાપુરીમાં કિયો ચરમ ચો માસ, હુઈ મોક્ષદાયકરી મહિમા ઘણી; ગૌત-મને મેલ દિયા મહાવીર, દેવશર્માને પ્રતિ-બોધવા. ૧. ઉત્તરાધ્યયનનાં અધ્યયન છત્રિશ, કાર્તિક વદિ અમાવાસ્યે કહ્યાં; એકશો ને વળી દશ અધ્યયન, સુત્ર વિપાક તણાં લહ્યાં; ગૌત-

મને૦ ૨. પોસા કીધા શ્રી વીરજીની પાસ, દેશ અઢારના રાજીયા; નવ મલ્લિ ને નવ લચ્છીજી રાય, વીરના ભગતા ગાજીયા; ગૌત-મને૦ ૩. પ્રભુ શાસનના શિરદાર, સર્વ સંઘને સંતોષીને; સોળ પહોર લગે દેશના દીધ, પછી વીર બિરાજ્યા મોક્ષમેં; ગૌતમને૦ ૪. તિન વરસ ને સાડા આઠ માસ, ચોથા આરાના બાકી રહ્યા; દિન દોય તણો સંથાર, મૌન રહી મુક્તે ગયા; ગૌતમને૦ ૫. ઇંદ્ર આવ્યા જી ચિત્ત ઉદાસ, દેવ દેવીના સાથ મેં; જાણે ઝગ મગ લગ રહી જ્યોત, અમાવસ્યાની રાત-મેં; ગૌતમને૦ ૬. મુક્તિ પહોત્યા એકાએક, સાતસેં હુવા જ્યારા કેવળી; ચૌદસે સાધવિયાં હુઇ સિદ્ધ, હું સહુને વાંદુ મન રળી; ગૌત-મને૦ ૭. રહ્યા ત્રીશ વરસ ઘર માંય, વર્ષ બયાળિ સંયમ પાળીઓ; પ્રભુ જગ તારણ જગદીશ, દયા માર્ગ અજુવાળીઓ; ગૌતમને૦

૮. હોજી દેવ દેવી ને વળી ઇંદ્ર, નિર્વાણુ તણો મહોચ્છવ કીયો; અરિહંતનો પડિયો વિજોગ, સુર નરનો ભરિયો હીયો; ગોતમને૦ ૯. સાધુ સાધવી કરતાં શોક, શ્રાવક શ્રાવિકા પણુ ઘણો ભરત ક્ષેત્રમાં પડિયો વીજોગ, આજ પછી અરિહંત તણો; ગોતમને૦ ૧૦. પછી બેઠા સુધર્મ સ્વામી પાટ, ચારૂઈ સંઘ ચરણુ સેવતા; જ્યારી પાળતા અખંડિત આણુ, સેવા કરે દેવી ને દેવતા; ગોતમને૦ ૧૧. મુક્તે પહોંચ્યા શ્રી મહાવીર, પ્રભુ સુખ પામ્યા છે શાશ્વતા; ઋષિ રાયચંદજી કહે એમા મહારે અરિહંત વચનની આસ્તા. ગોતમને૦ ૧૨.

---

(ઢાળ ૪ થી.)

શ્રી મહાવીર પહોંચ્યા નિર્વાણુ, ગૌતમ-સ્વામીએ વાતજ જાણી; ગુરાંજી થેં મને ગોડ

ન રાખ્યો. ૧. એ આંકણી, મુક્તિ જાવણરો
નામ ન દાખ્યો, ગુરાંજી૦ ૨ હું સઘળા પહેલો
હુવો થારો ચેલો, ઇણ અવસર આઘો કીમ
મેલ્યો; ગુરાંજી૦ ૩. પ્રભુ તુમ ચરણે મ્હારો
ચિત્ત લાગ્યો, પણ થેં મુને મેલ દીયો આઘો,
ગુરાંજી૦ ૪. મુને દરશન આપરો લાગતો
પ્યારો, આપ પહોત્યા નિર્વાણ મુને મેલ ન્યારો;
ગુરાંજી૦ ૫ આપ તો મુજશું અંતર રાખ્યો,
પણ મેં મ્હારા મનરો દરદ ન દાખ્યો; ગુ-
રાંજી૦ ૬. હું આડો માંડીને ન ઝાલત પલ્લો,
પણ સાહિબ કામ કીયો તુમે ભલ્લો; ગુરાંજી૦
૭. હું તમને અંતરાય ન દેતો, મુક્તિમેં જગ્યા
વહેંચી ન લેતો; ગુરાંજી૦ ૮. હું સંકડાઇ ન કરતો
કાંઇ, આપ સાથે હું મોક્ષમેં આઇ; ગુરાંજી૦ ૯.
અબ હું પૂછા કરશું કિણ આગે, પ્રભુ મ્હારો
મન એક થાશું જ લાગે; ગુરાંજી૦ ૧૦. મ્હારો
સાંસો કહો કુણ ટાળે, આપ વિના પાખંડીના

મદ કોણુ ગાળે; ગુરાંજી૦ ૧૧. હું તો ચૌદ પૂરવ ને ચૌનાણી, પણ મોહની કર્મે લપેટયો આણી; ગુરાંજી૦ ૧૨. ઈસા ગૌતમ સ્વામીએ કિયા વિલોપાત; એ મોહની કર્મની અચરિજ વાત; ગુરાંજી૦ ૧૩. હવે મોહની કર્મ દુર ટાળી, ગૌતમસ્વામીએ સુરતી સંભાળી; વીતરાગ રાગ દ્વેષશું વીત્યા૦ ૧૪. એ આંકણી. મહારા ચિત્તમાં આઇ ગઇ ચિંતા, વીતરાગ૦ ૧૫. તિણિ વેળા નિર્મળ ધ્યાનજ ધ્યાયો, કેવળજ્ઞાન ગૌતમસ્વામીયે પાયો; વીતરાગ૦ ૧૬. બાર વરસ રહ્યા કેવળજ્ઞાની; વાત જાણું કાંઈ નવિ રહી છાની; વીતરાગ૦ ૧૭. ગૌતમે પણ કિયો મુક્તિમેં વાસો, સંસારનો સર્વ દેખે તમાસો; વીતરાગ૦ ૧૮. જેણી રીતે મુક્તિ ગયા વર્દ્ધમાન, ઇંદ્રભૂતિને ઉપન્યું કેવળજ્ઞાન; વીતરાગ૦ ૧૯. તીણુ દિનથી એ વાજી દિવાળી, મ્હોટો દિન એ મંગળ માળી; વીતરાગ૦ ૨૦. રાત

દિવાળીનો શિયળ થેં પાળો, વળી રાત્રિભોજન કરવો ટાળો; વીતરાગ૦ ૨૧. ઋષિ રાયચંદ કહે સુણો હો સુજ્ઞાની, દયારૂપ દિવાળી થેં લેજ્યો માની; વીતરાગ૦ ૨૨. ॥ **કલશ** ॥ શ્રી શાસન નાયક, મુક્તિદાયક, દયા મારગ અજુવાળીયો, શ્રી ગૌતમસ્વામી, મુક્તિ ગામિ, કીયો ચિત્ત વલ્લભ ચોઢાળીઓ ૨૩. સંવત અઢારે ઓગુણુ ચાળીશે, નાગોર ચોમાસો નિર્મળ મને, પૂજ્ય જેલમલજી ગુરૂ પ્રસાદે, સંપૂર્ણ કીયો દિવાળી દિને. ૨૪ ॥ ઇતિ ॥



## દિવાળી પર્વની સજ્ઝાય

ગાવો ગીત વધાવો ગુરૂને, મોતીડે ચોક પુરાવો; ચાર ચાર આગણુ ચતુરા શું આવ્યા, ગાવો ગીત રસાળીરે. ॥ આજ મારે દીવાળી અજવાળી ॥ એ ટેક ॥ ૧ ॥ આજ તો મારે

ધન તેરસ, ને તે દીન રૂડા સારા; ભરત ચક્ર-
વર્તી છ ખંડ સાધ્યા, આવ્યા તે આયુદ્ધસાલીરે.
આજ મારે૦ ॥ ૨ ॥ કાલ તો મારે કાળી
ચૌદશ, તે દિન રૂડા સારા; પાપ આલોઇને
પોષારે કીધા, કરમને મેલ્યા ટાળીરે. આજ
મારે૦ ॥ ૩ ॥ અમાસને દીન પર્વ દીવાળી,
ફરતી ઝાકઝમાળી; જ્ઞાનતણા દીવડીઆ ઝળકે,
રાત દીસે રઢીઆળીરે, આજ મારે૦ ॥ ૪ ॥
અમાસની પાછલી રાતે, આઠ કરમ ક્ષય કીધાં;
શ્રી મહાવીર નિર્વાણે પહોત્યા, ગૌતમ કેવલ
જ્ઞાનીરે. આજ મારે૦ ॥ ૫ ॥ પડવેને દીન
ઝાર પટોળા, એ દીન રૂડા સારા; ગુરૂ ગૌત-
મના ચરણ પખાળો, રઢ પામો રઢીઆળીરે.
આજ મારે૦ ॥૬॥ બીજને દીન ભાઇ બીજડી,
બેનીને અતી વ્હાલી; બેનીએ તો બંધવ નો-
હોતરીઆ, જમવા સેવ સુંવાળીરે. આજ મારે૦

॥ ૭ ॥ એવી દિવાળી કોણે રે કીધી, કોણ સંસારથી તરીયા; મહાવીર સ્વામીના શિષ્ય ગૌતમ સ્વામી, સુધર્મા સ્વામી અણગારીરે આજ મારે૦ ॥ ૮ ॥ એ પાંચ દિન હોય પનોતા, એવા એવા રંગમાં ગાઇએરે; હરખ મુનીએ કહી દીવાળી, આણી ભાવ અપારીરે. આજ મારે૦ ।૯।

——:*:——

## દિવાળીની સજઝાય.

卐——::::——卐

સકલ તીરથમાં જીનવડા, સ્વામીના તીરથ ચાર; દાન શીયળ તપ ભાવના, જે થકી લહીએ ભવનો પાર, દિવાળીકો પરબ આવીઓ ॥ કલ્યાણીકો પરબ આવીઓ ॥૧॥ ધન ધન તે નિરવાણ, શ્રી વીરજી શીવસુખ પામીયા; ગોતમ કેવળજ્ઞાન. દિવાળી૦ ॥ ૨ ॥ ઉપશમ

સંવરની સાડીયું, નરનારી કરો શણગાર; સાધુ ઋષિજીને વાંદવા, પામી જે ભવનો પાર. દિવાળી૦ ॥ ૩ ॥ સમકિતે લીંપોને આતમા, શિયલે ધોળોને દેહ; નાણ જ્ઞાને કરીને ચીતરો, સુમત ગુપ્તની વેલ. દિવાળી૦ ॥ ૪ ॥ રંગ રંગોને વૈરાગ્યમાં, કારીગર કરણી જોડ; વેલ કાઢોને વિવેકનીરે, ચિત્રામણ શુભ ધ્યાન હોય. દિવાળી૦ ॥ ૫ ॥ સેવ સુંવાળી સંજમ લાવસી, ભોજન કરૂણા કપુર; ક્ષમા રૂપી કરોને સાલણાં, સત્ય વચન લીયોને તંબોલ. દિવાળી૦ ॥ ૬ ॥ આઠ તે પહોરના પોષા કરો, ઉઘાડો મોક્ષ દુવાર; છઠ કરીને અઠમ આદરો, જેમ પામો ભવનો પાર. દિવાળી૦ ॥ ૭ ॥ સંધ્યાને કાળે કરો પડિકમણા, મેરૈયાં મનસાર; તપ તેલનાં કરો સિંચણાં, તિથીરે ખામણે કરોને જુહાર. દિવાળી૦ ॥ ૮ ॥ ઐસી દિવાળી જે કરે, તે

ઘર ક્રોડ કલ્યાણ; તે ઘરે નવ નિધિ સંપદા,
તે ઘર અમર વૈમાન. દિવાળી૦ ॥ ૯ ॥



## દીવાળીનું સ્તવન.

પુરવ દીશે હુઇ પાવાપુરી, ધન ધાન્ય ઋદ્ધિ સમૃદ્ધિ શું ભરી; હસ્તીપાળ નામે તીહાં ભુપાળી, વીર મુગતે બીરાજ્યા દીન દીવાળી ॥ ૧ ॥ ગૌતમે ગુરૂની સેવા કીધી મનમાની, એક રાતમે હુવા કેવળજ્ઞાની; જી કે ચૌદ રાજ્ય રહ્યા ભાળી ॥ વીર૦ ॥૨॥ અઢારે રાય હુવા ભગતા, દોય દોય પોષા કીધા લગતા; જીકે વીર સામું રહ્યા ભાળી ॥ વીર૦ ॥ ૩ ॥ પ્રભુએ દોય દિનનો સંથારો કીધો, સોળ પહોર લગે ઉપદેશ દીધો; પ્રભુ મુક્તિ ગયા કર્મને ગાળી

॥ વીર૦ ॥૪॥ પ્રભુએ ત્રીશે વર્ષે સંયમ લીધો, નીજ આતમ કારજ સિદ્ધ કીધો; વરસ બેંતાળીશ દીક્ષા પાળી. વીર૦ ॥૫॥ પ્રભુના સાતસેં ચેલા ચૌદસેં ચેલી, જેને મુક્તિ મહેલમાં દીયાં મેલી; જેણે કર્મના બીજ દીયાં બાળી ॥વીર૦ ॥૬॥ પ્રભુને એક રાણી ને હુઇ એક બેટી, જેઓ મુક્તિ ગયાં દુઃખ દીયા મેટી; જમાઇ હુઓ જેનો જમાલી. ॥ વીર૦ ॥૭॥ પ્રભુને એક બહેન ને એકજ ભાઈ, જેઓ સ્વર્ગે ગયાં સમકીત પાઇ; શ્રાવકનાં વ્રત શુદ્ધ પાળી. વીર૦ ॥૮॥ ઋષભદત્ત ને દેવાનંદા માતા, નયણે નીરખતાં હુઈ શાતા; દોનું મુક્તિ ગયાં કર્મને ગાળી ॥ વીર૦ ॥૯॥ સિદ્ધાર્થ રાજા ને ત્રિસલા રાણી, જેણે સંથારો કીધો સમતા આણી; અચ્યુય દેવલોકે ટાંકો દીયો ઝારી ॥ વીર૦ ॥૧૦॥ જેણી

રાતે વીરે મુક્તિ પામી, કેવળ પામ્યા ગૌતમ
સ્વામી; જ્યારે જાપ જપે નવકારવાળી ॥વીર૦
॥૧૧॥ સુધર્મા સ્વામી હુવા પાટના ધણી, જ્યારી
કીર્તિ મહીમા જોર ઘણી; દયા મારગ દીયો અ-
જવાળી વીર૦ ॥૧૨॥ જ્યારી પાટે હુવા જંબુ
વૈરાગી, રાતે પરણ્યા પ્રભાતે આઠે ત્યાગી,
સોળ વર્ષમેં કાટી કર્મ જાળી ॥ વીર૦ ॥૧૩॥
આઠે ભામનિ વૈરાગે ભીની, પ્રભાતે પિયું સાથે
દીક્ષા લીની; અવીહડ પ્રીત સઘળી પાળી. વીર૦
॥૧૪॥ પ્રભવો હુવો રાજાનો બેટો, જેનો જંબુ
કુંવર શું હુવો રે ભેટો; પાંચસેં શું વૈરાગ્ય પામ્યો
તતકાળી ॥વીર૦ ॥૧૫॥ વીસ જીન સમેત શીખર
સીધ્યા, અષ્ટાપદ ગીરનાર હોય સીધ્યા,
વાસુપુજ્ય સીધ્યા ચંપા ચાલી ॥ વીર૦ ॥૧૬॥
મહાવીરે ચોમાસો કીયો પાવાપુરી, કારતક

વદી અમાવશે મુક્તિ વરી; ભણુતાં સુણુતાં મંગળ માળી ॥ વીર૦ ॥૧૭॥ દિન દિવાળીનો પાયો ટાણો, તો રાત્રી ભોજન નહિ ખાણો; જ્યારે જાપ જપો શીયળ પાળી ॥ વીર૦ ॥ ૧૮ ॥ ગુરૂચેલાની જોડી સુરજ શશી, ઋષી રાયચંદ કહે મારા મનમાં વશી; મેં જુગતીશું જોડ જોડી ટંકશાળી ॥ વીર૦ ॥ ૧૯ ॥ પુજ્ય જેમલજી રહ્યા પાસો, શહેર નાગોરમેં કીયો ચોમાસો; સંવત અઢાર વર્ષ પીસ્તાળી ॥ વીર૦ ॥ ૨૦ ॥



## પ્રભુના નામે નિત્ય દીવાળીની સજઝાય.



(સારૂં સારૂં રે સુરત શહેર મુંબાઈ અલબેલી- એ દેશી.)

મારે દિવાળી થઇ આજ, પ્રભુ મુખ જોવાને,

મારાં સર્યાં સેવકનાં કાજ, દુઃખડાં ખોવાને;

પ્રભુ મુખ જોવાને—એ ટેક.

રાજગ્રહી ગુણસીલ ઉદ્યાને,

સમોસર્યા મહાવીર રે;

સમો શરણની શોભા દેખી,

હરખે હૈડું હીર. પ્રભુ૦ ૧

રત્ન સિંહાસને પ્રભુજી બેઠા,

તેજ તણો નહિ પારરે,

અશોક વૃક્ષ શોભે અતિ સુંદર,

રચના અપરંપાર. પ્રભુ૦ ૨

સોવન છત્ર શોભે શીર પર,

ચામર જોડ ચોવીસ રે;

ચોત્રીસ અતિશયે કરીને રૂડા,

શોભે શ્રી જગદીશ. પ્રભુ૦ ૩

ચંદ્ર સૂર્યથી અધીકો દીપે,

પ્રભુ મુખડાનું તેજ રે;

ચોસઠ ઇંદ્ર સેવે પ્રભુને,
હૈડે ધરીને હેજ. પ્રભુ૦ ૪

ઈંદ્રાણી સર્વે મળી આવે,
મોતીડે ચોક પુરાય રે;
લળી લળી ઉવારણાં લેતી,
મનમાં હરખ ન માય. પ્રભુ૦ ૫

ચાલો સખીયો વંદન જઇએ
સમોસર્યા મહાવીર રે;
નર નારી સહુ વંદન આવે,
પહેરી પીતાંબર ચીર. પ્રભુ૦ ૬

એવી વધામણી શ્રેણિક રાજા,
સાંભળી તેણી વાર રે;
સાડી બાર લાખ સોનૈયા તે,
આપ્યા હરખે અપાર રે. પ્રભુ૦ ૭

હાથી ઘોડા રથ શણગાર્યા,
વાજે ઘોર નિશાન રે;

તેત્રીસ ક્રોડ સન્યા શણુગારી,
વાજે ઘોર નિશાન રે. પ્રભુ૦ ૮

સોળે શણુગાર સજી સુંદરીઓ,
ચેલણા ધારણી નાર રે;

એક સત રાજકુમાર અલબેલા,
કૂણીંક મેઘકુમાર. પ્રભુ૦ ૯

અભયકુમાર ને શેઠ સુદર્શન,
કેવન્નો શેઠ સૌભાગ રે;

ધન્નો ને શાલીભદ્ર આદિ;
વાંદે પ્રભુ મહા ભાગ્ય. પ્રભુ૦ ૧૦

ગણધર ને વિદ્યાધર સાધુ,
બેઠી પ્રષદા બાર રે;

હેત ધરીને પ્રભુની વાણી,
સાંભળે અમૃતધાર. પ્રભુ૦ ૧૧

પ્રભુનો ઉપદેશ સૂણીને,
બુઝયા મેઘકુમાર રે;

સંયમ લઇ વિજય વિમાને,

પામ્યા સુખ અપાર. પ્રભુ૦ ૧૨

અંખડ શાસન વરતે પ્રભુનું,

સહાય મંગળ માળ રે;

પ્રભુના નામે નિત્ય દિવાળી,

દીપે ઝાક ઝમાળ. પ્રભુ૦ ૧૩

સંવત ઓગણીસેની સાલે,

ધનતેરસ સુખદાય રે;

વઢવાણ શહેર ચોમાસું રહીને,

પ્રેમે મુનિ ગુણ ગાય. પ્રભુ૦ ૧૪

∞∞::::∞∞

## સખી આજ અનોપમ દીવાળી વિષે ઢાળ.

( ચિત્ત ચોખે ચોરી નવ કરીએ—એ રાગ ).

રમતી ગમતી હસતી સાહેલી,

બેઉ મળી લીજીએ એક તાલીરે;

સખી આજ અનોપમ દીવાળી—એ ટેક.

લીલ વિલાસે પૂરણુ માસે,
પોષ દશમ નિશિ રઢીયાળીરે,
સખી આજ અનોપમ દીવાળી૦ ૧

પશુ પંખી વસીયાં વનવાસી,
તે પણુ સુખીયાં સમકાલીરે—સખી૦ ૨

ઇણુ રાતે ઘર ઘર ઉત્સવસે,
સુખીયાં જગતમેં નર નારીરે—સખી૦ ૩

ઉત્તમ ગૃહ વિશાખા જોગે,
જન્મ્યા પ્રભુજી જયકારીરે—સખી૦ ૪

સાતે નરકે થયાં અજવાળાં,
થાવરને પણુ સુખકારીરે—સખી૦ ૫

માત નમી આઠે દિગ કુમારી,
અધો લોકની વસનારીરે—સખી૦ ૬

સુતી ઘર ઈશાને કરતી,
યોજન એક અશૂચિ ટાળીરે—સખી૦ ૭

ઉર્ધ્વ લોકની આઠ કુમારી,
વરસાવે જળ કુસુમાલીરે—સખી૦ ૮
પુરવ રૂચક આઠ દર્પણ ધરતી,
દક્ષિણની આઠ કલશાલીરે—સખી૦ ૯
આઠ પશ્ચિમની પંખા ધરતી,
ઉત્તર આઠ ચામર ધારીરે—સખી૦ ૧૦
વિદિશિની ચૌ દીપક ધરંતી,
રુચક દ્વીપની ચૌ બાલીરે—સખી૦ ૧૧
કેળ તણાં ઘર ત્રણ કરીને,
મર્દન સ્નાન અલંકારીરે—સખી૦ ૧૨
રક્ષા પોટલી બાંધી બેઉને,
મંદિર મેલ્યાં શણગારીરે—સખી૦ ૧૩
પ્રભુમુખ કમળ અમરી ભમરી,
રાસ રમંતી લટકાળીરે—સખી૦ ૧૪
પ્રભુ માતા તું જગતની માતા,
જગ દીપકની ધરનારીરે—સખી૦ ૧૫

માજી તુજ નંદન ઘણું જીવો,
ઉત્તમ જીવને ઉપકારીરે—સખી૦ ૧૬
છપ્પન દિગ કુમારી ગુણ ગાતી,
શ્રી શુભ વીર વચન રશાળીરે—સખી૦ ૧૭

શ્રી પાર્શ્વનાથ ભગવાનના જન્મ કલ્યાણક સમયની દીવાળીની ઢાળ સંપૂર્ણ.

卐—::::—卐

## શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ.

પ્રભુ તમારે શરણે આવ્યો,
આ જીનદાસ તમારોજી;
મહેર કરીને મહાવીર સ્વામી,
મુજને પાર ઉતારોજી. [ટેક].
સાગર રૂપી આ સંસારે,
બેડલા રૂપી દેહજી;
લક્ષ ચોરાશીના ફેરા નીવારો;
માગુ હું પ્રભુ એહજી. પ્રભુ૦ ૧

દુઃખ દીધા ઘણાક જીવને,
સમજ્યો નહિ લગારજી;
વિચાર કરૂં તો પાર ન આવે,
પાપ તણો નહિ પારજી. પ્રભુ० ૨

ચેતીલે ચેતીલે જીવડા,
અવગુણ ભર્યા અપારજી;
નિંદા કરતો જરા ન ડરતો,
સમજ્યો નહિ લગારજી. પ્રભુ० ૩

તરૂવર કાપ્યાં પગથી ચાંપ્યા,
લીલા લાખ કરોડજી;
સદ્‌ગુરૂ કેરી શીખ ન માની,
મુજમાં મોટી ખોડજી. પ્રભુ० ૪

ભવ સાગરમાં ભુલો પડિયો;
કાઢો પ્રભુ મુજ બહારજી;
જન્મ મરણના ફેરા નીવારો,
આપો શિવ પુર દ્વારજી. પ્રભુ० ૫

જીનદાસ કહે જીનવરજી પાસે,

વિનવે વારંવારજી;

દાસ મુળજી કહે કર જોડી,

એ છે સાચો દ્વારજી. પ્રભુ૦ ૬



## શ્રી અરિહંતની સ્તુતિ.

નમું નમુંરે દેવ અરિહંતા,

નમું નમુંરે દેવ અરિહંતા;

પ્રભુ શિવ રમણી કે કંતારે, નમું....(૨) ।।૧।।

ઘનઘાતી કરમ સબ હંતા (૨)

સબ જાનત કેવળવંતારે, નમું....

પ્રભુ શિવ રમણીકે કંતારે, નમું. (૨) ।।૨।।

પ્રભુ અતિશય, ચોતરીસ સોહંતા, (૨)

પ્રભુ તીન ભુવનમેં મંહતારે, નમું....

પ્રભુ શિવ રમણીકે કંતારે, નમું. (૨) ।।૩।।

એક જોજન વાણી વરસંતા, (૨)

ચાર તીરથકી સ્થાપના કરંતારે, નમું....
પ્રભુ શિવ રમણીકે કંતારે, નમું. (૨) ॥૪॥
ત્રિલોકઋષિ તનમનસેં નમંતા, (૨)
સેવા દીજીયે શ્રી ભગવંતારે, નમું....
પ્રભુ શિવ રમણીકે કંતારે, નમું. (૨) ॥૫॥

——:*:——

## શ્રી ચોવીસ જીનની સ્તુતિ.

ઋષભ અજીત જીનનાથ, સંભવ અભિનંદના;
સુમતિ પદ્મ સુપાર્શ્વ, ચંદ્ર પ્રભુ વંદના (૨) ૧
સુવિધી શીતળ શ્રેયાંસકે, વાસુપૂજ્ય ધ્યાયીએ;
વિમળ અનંત ધર્મનાથ, શાન્તિ ગુણુ ગાઈએ(૨)૨
કુંથુ અર ને મલ્લિનાથ, મુનિસુવ્રત નિર્મલા;
નમી અરિષ્ટ નેમીનાથ, પાર્શ્વ મહાવીર ભલા(૨)૩
એ ચોવીસોના નામ, નિત્ય પ્રત્યે ધ્યાઈયે;
જન્મ મરણ દુઃખ દૂર, મુક્તિપદ પાઈયે (૨) ૪

એ ચોવીસીના નામ, ભાવે નિત્ય ભજો;
હિંસા જૂઠ અદત્ત, મૈથુન પરિગ્રહ તજો (૨) ૫
વિશે વંદુ વિહરમાન, ગુણી વંદુ ગણધરા;
બે કરજોડી નમાવું શિર, કે સાચા જીનેશ્વરા(૨) ૬
કવીશ્વર કહે કરજોડ, સુણોરે ભવિ પ્રાણીયા;
કર્મ હરણ એઉપાય કે, જગમાંહી જાણીયા (૨) ૭
સાચો શ્રી જૈન ધર્મ, કુવ્યસનમાં જો વશ્યો;
ચાલ્યો કુકર્મની ચાલ, ચોરાશીમાં ભટકીયો(૨)૮
ભમ્યો અનંતો કાળ કે, ધર્મ વિના કુગતિમાં;
પ્રભુજી કરજો મુજ ઉપર મહેર,
કે મેલજો મુક્તિમાં. (૨) ૯

——:*:——

## ચોવીસ તીર્થંકરનું સ્તવન.

શ્રી ઋષભ અજીત સંભવ સ્વામી,
અભીનંદનજી અંતરજામી; રાગ દ્વેષ દો ક્ષય

કરણા, વંદુ સોળે જીન સોવન વરણા. ॥૧॥
સુમતીજી ને સુપાસો, પ્રભુ મુક્તિ ગયા મેટયા
ગર્ભાવાસો; દુર કીયા જન્મ મરણા, વંદુ૦
॥ ૨ ॥ શીતળ શ્રેયાંસ જીન દોઇ, પ્રભુજી
ચૌદે રાજ રહ્યા જોઈ; વિમળ સમિતિ નિર્મળ
કરણા, વંદુ૦ ॥ ૩ ॥ અનંતનાથજી અનંત-
જ્ઞાની, જાસુ મનરી તો વાત નહિ છાની;
ધર્મજીકો ધ્યાન રૂદે ધરણા, વંદુ૦ ॥ ૪ ॥
શાંતિનાથજી શાતાકારી, કુંથુનાથજીરી જાઉં
હું બલહારી; અરનાથ આતમ ઉધરણા, વંદુ૦
॥ ૫ ॥ મહિમા ઘણી મલ્લીનાથ તણી,
મહાવીરજી હુવા શાસનના ધણી; મેં ઝાલ્યાં
જારાં ચરણાં, વંદુ૦ ॥ ૬ ॥ પ્રભુરો શરીર
સંપદા સુંદર સોહે, નીરખતાં નયન તુરત
મોહે; ચતુર જનોના ચિત્ત હરણા, વંદુ૦ ॥૭॥
પ્રભુજીની દીપ દીપ રહી દેહી, જાને સુરનર

નીરખ રહ્યા કેઇ; આંખ્યા તો હુઈ જાવે અમી ઝરણાં, વંદુ૦ ॥ ૮ ॥ પ્રભુજીરો મસ્તક લે પગ નખતાંહી, જ્યારો શરીર વખાણ્યો સુત્ર માંહી; ચારૂહી સંઘ લેવે શરણાં, વંદુ૦ ॥ ૯ ॥ તીન લોકરો રૂપ પ્રભુજી પાયો, બીજો માવડીએ બેટો એસો નહિ જાયો; ચોસઠ ઇંદ્ર ભેટે ચરણાં, વંદુ૦ ॥ ૧૦ ॥

---

## શ્રી ચોવીશ જિનની આરતી

જય મુક્તિદાતા, પ્રભુ જય મુક્તિદાતા,
તુજને વંદન કરીએ (૨) ગુણ તારા ગાતાં૦
જયદેવ જયદેવ–એ ટેક.

આદિનાથ અજીત, સંભવ સુખકારી, ॥ પ્રભુ સં૦ ॥ કષ્ટ હમારાં કાપો, હે ભવ ભય હારી. ॥ જય૦ ૧ ॥ અભિનંદન સુમતી, પદ્મ તું મુજ પ્યારો, ॥ પ્રભુ ૫૦ ॥ સુપાર્શ્વ-

ચંદ્ર સુવિધિ, શીતળ ભવ તારો. ॥ જય૦ ૨ ॥
શ્રેયાંસ વાસુપૂજ્ય વિમળ, અનંત ગુણ ભરીયા,
॥ પ્રભુ૦ અ૦ ॥ કષ્ટ ભવોનાં કાપી, શિવ-
રમણી વરિયા૦ ॥ જય૦ ૩ ॥ ધર્મ ધુરંધર
નાથ, આપ વસ્યા મુક્તિ, ॥ પ્રભુ આપ૦ ॥
શાંતિનાથ સુણો શ્રવણે, દાસતણી યુક્તિ૦ ॥
જય૦ ॥ ૪ ॥ કુંથુનાથ કોડે, કાઢો કુવનમાંથી,
॥ પ્રભુ કાઢો૦ ॥ અર, મલ્લિને પ્રણમુ, તારો
કર સાથી. ॥ જય૦ ૫ ॥ મુનિસુવ્રત મહા-
રાજ, અગણિત મુજ ખામી, ॥ પ્રભુ અ૦ ॥
વંદુ શિર હું નામી, તારો અંતરજામી, ॥
જય૦ ૬ ॥ નમિનાથ ભગવાન, ભાવ ધરી
ભાળો, પ્રભુ ભાવ૦ ॥ નિર્મળ નેમ નગીના,
દુઃખ સર્વ ટાળો. ॥ જય૦ ૭ ॥ પાર્શ્વ તું
પરમ કૃપાળ, જન પાલણહારો, ॥ પ્રભુ જ૦
॥ વર્ધમાન જીન વંદુ, ભવ જળથી તારો૦

॥ જય૦ ૮ ॥ ચોવીસ જીન ભક્તિ, ભાવ ધરી કરશે, ॥ પ્રભુ ભાવ૦ ॥ જન્મ મરણ દુઃખ ટાળી, મુક્તિને વરશે. ॥ જય૦ ૯ ॥ નમી તુજને કહે નેમ, નાથ તું છે મ્હારો; ॥ પ્રભુ નાથ૦ ॥ જૈન પ્રવર્તક મંડળ, શાસન સહુ ત્હારો. ॥ જય૦ ૧૦ ॥

---

## પંચ જ્ઞાનની આરતી.

જય પારસ દેવા, પ્રભુ જય પારસ દેવા,
સુરનર કરે તુજ સેવા,(૨) ત્રણ જુગના દેવા.
જયદેવ જયદેવ. ૧

પહેલું રે મતિ જ્ઞાન, અઠ્ઠાવીસ ભેદે....પ્રભુ૦ (૨)
અષ્ટ કર્મને છેદે, (૨) પાપના દળ ભેદે.
જયદેવ જયદેવ૦ ૧

બીજું રે શ્રુત જ્ઞાન ચૌદ વિસ ભેદા....પ્રભુ૦ (૨)
ચૌદ પૂરવધર સુદ્ધા, (૨) ભાંગે ભવ ક્ષુધા.
જયદેવ જયદેવ૦ ૩

ત્રીજીરે આરતિ અવધિ જ્ઞાન કેરી....પ્રભુ૦ (૨)
મટાડે ભવની ફેરી, (૨) સેવા કરૂં તોરી.
જયદેવ જયદેવ૦ ૪

ચોથીરે આરતી, મન પર્યવ જાણો....પ્રભુ૦ (૨)
બે ભેદ એ નાણો (જ્ઞાન) મુક્તિ સુખ લેણો.
જયદેવ જયદેવ૦ ૫

પાંચમીરે આરતી, કેવળ એક ભાંખ્યું....પ્રભુ૦(૨)
અખંડ સુખ જેણે ચાખ્યું, (૨) અજરામર રાખ્યું.
જયદેવ જયદેવ૦ ૬

આરતીરે પંચજ્ઞાન, જે કોઇ ગાશે....પ્રભુ૦(૨)
સમકિત શુદ્ધ અભ્યાસે, (૨) સોભાગ્ય ગુણ ગાશે.
જયદેવ જયદેવ૦ ૭

---

## પંચ પરમેષ્ટિની આરતી.

આનંદ મંગળ કરૂં આરતી, સંત ચરણની સેવા, શિવસુખ કારણ, વિઘ્ન નિવારણ,

પંચ પરમેષ્ટિ દેવા; આનંદ૦ ॥ ૧ ॥ પહેલી આરતી અરિહંત દેવા, કર્મ ખપે તત્ખેવા, ચોસઠ ઇંદ્ર કરે તુમ સેવા, વાણી અમૃત મેવા. આનંદ૦ ॥ ૨ ॥ બીજી આરતી સિદ્ધ નિરંજન, ભંજન ભય ભવ કેરા, ચિદાનંદ સુખ કંદ અખંડિત, મિટે ભવાભવ ફેરા. આનંદ૦ ॥ ૩ ॥ ત્રીજી આરતી શ્રી આચાર્ય, છત્રીસ ગુણ ગંભીરા, સંઘ શિરોમણી સોહે દિનમણી, દે હિતબોધ અનેરા, આનંદ૦ ॥ ૪ ॥ ચોથી આરતી ઉપાધ્યાયજી, ભણે ભણાવે એવા, સુત્ર અર્થ કરે તતખેવા, સેવા કરે તસ દેવા. આનંદ૦ ॥ ૫ ॥ પંચમી આરતી સર્વ સાધુજી, ભારંડ પંખી જેવા, મહાવ્રત પાળે, દુષણ ટાળે, અવિચળ શિવ-સુખ લેવા. આનંદ૦ ॥ ૬ ॥ ભાવ ધરીને ગાવે આરતી, પંચ પરમેષ્ટિ દેવા, વિનયચંદ્ર મુનિ ગુણ ગાવે, લેવા શિવસુખ મેવા. આનંદ૦ ॥ ૭ ॥

## ૨૮૩
# મહાવ્રતની આરતી.

જય જગ હિતકારી, પ્રભુ જય જગ હિતકારી;
આદેશ્વર ઉપકારી, તાર્યા નરનારી. જયદેવ૦ ૧
પહેલું રે મુનિવ્રત, હિંસા નવ કીજે; [૨]
દયાધર્મને લીજે, અભયદાન દીજે. જયદેવ૦ ૨
બીજું રે મુનિવ્રત, અસત્ય નવી ભાખે; [૨]
અનંત ગુણને ચાખે, અવિચળ પદ રાખે. જય૦૩
ત્રીજું રે મુનિવરા, દત્ત વ્રતધારી; [૨]
ચોરીને પરીહારી, આણા સીરધારી. જય૦ ૪
ચોથું રે મુનિવ્રત, બ્રહ્મવ્રત ધારી; [૨]
તપસ્યામાં સીરદારી, મોહ મમતા મારી. જય૦૫
પાંચમું રે મુનિવ્રત, પરીગ્રહને ત્યાગી; [૨]
રહે સદા વૈરાગી, આત્મ દશા જાગી. જય૦ ૬
આરતી એ મહાવ્રત, જે કોઈ ગાશે; [૨]
આતમ સુખ અભિલાષે, ગજ મુનિ ગુણ ગાશે.
જયદેવ૦ ૭

卐——::::——卐

## મોક્ષાર્થીને વંદના.

[ રાગ—બિભાસ ].

જુઓરે જુઓરે જૈનો ! કેવા વ્રતધારી ?
કેવા વ્રતધારી, આગે થયાં નરનારી—
જુઓરે૦ એ ટેક.

જુઓ જુઓ જંબુસ્વામી, બાળાવયે બોધ પામી,
તજી રાજ્યરિદ્ધિ જેણે, તજી આઠ નારી;
તજી આઠ નારી, તેને વંદના અમારી.
જુઓરે૦ ૧

ગજસુકુમાર મુનિ, ધગે શિરપર ધુનિ,
અડગ રહ્યા તે ધ્યાને, ડગ્યા ન લગારી,
ડગ્યા ન લગારી, તેને વંદના અમારી,
જુઓરે૦ ૨

કોશ્યાના મંદીર મધ્યે, રહ્યા મુનિ સ્થુળિભદ્ર,
વેશ્યા સંગ વાસો તોયે, થયા ન વિકારી;
થયા ન વિકારી, તેને વંદના અમારી.
જુઓરે૦ ૩

સતી તો રાજુલ જેવી, જગમાં ન જોડી એવી,
પતિવ્રત માટે કન્યા, રહી એ કુંવારી;
રહી એ કુંવારી, તેને વંદના અમારી.

જુઓરે૦ ૪

જનકસુતા જે સીતા, વર્ષ તો બાર વીત્યાં;
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યાં ન લગારી;
ડગ્યાં ન લગારી, તેને વંદના અમારી.

જુઓરે૦ ૫

સતી કળાવંતી નામે, થયાં શંખપુર ગામે,
કર નિજ કાપ્યા તોયે, રહ્યાં ટેક ધારી,
રહ્યાં ટેક ધારી, તેને વંદના અમારી.

જુઓરે૦ ૬

દુઃખડાં તો દીધાં દેવે, સહ્યાં એતો કામદેવે,
ઘણું દુઃખ વેઠયું તોયે, ડગ્યા ન લગારી;
ડગ્યા ન લગારી, તેને વંદના અમારી.

જુઓરે૦ ૭

ધન્ય ધન્ય એ નરનારી, રહ્યાં દ્રઢ ટેક ધારી,
જીવિત સુધાર્યું જેણે, પામ્યાં ભવ પારી;
પામ્યા ભવ પારી, તેને વંદના અમારી.

જુઓ રે૦ ૮



## આત્મોપદેશ.

( હરિગીત છંદ ).

રે આત્મ ! ત્હારો વખત સારો વેગે વીતી જાય છે, તે ધ્યાનમાં ઉતાર તું પરતંત્રતા તેમ થાય છે; નથી ભાર રહેવો એ ઘડી એવી દશા તુજને થશે, તેવા સમે પ્રભુ ભક્તિમાં સદ્બુદ્ધિ શું તુંજ આવશે. ॥ ૧ ॥ કેવા કરૂં કાર્યો અને કેવો બનું આ વિશ્વમાં, કઈ રીતિથી વખણાઉ ને કેમ યશ પામું સર્ગમાં; આવી અહોનિશ ધારણા તુજ

અંતરે લાગી રહી, હા–હા જવું પણ શીઘ્રથી એ કેમ સમજ્યો તું નહિ. ॥૨॥ વિલાસિનીના વિલસતાં વિલાસમાં બહુ હર્ષથી, તાતા અને માતા વળી ભોજન કરે અતિ હર્ષથી; સમુદ્રપર્યંત આણને વર્તાવી જેઓ રાજતા, જોને ! સુતા ત્રણ હાથની ભૂમિ વિષે હા–હા–થતા. ॥૩॥ જાવું અને જોવું અને રોવું અરે આ માહરૂં, માતા અને પિતા વળી પુત્રો વધુ ને સાસરૂં; આવી સ્થિતિ સહુ લોકમાં ચારે દીશે વ્યાપી રહી, પણ કોઈએ પ્રભુ પાદમાં આ જીગરને સોંપ્યું નહિ. ॥૪॥ શિશુપણું રમત કરી અજ્ઞાનમાં વિતાડીયું, તારૂણ્ય તો તરૂણી તણા પ્રવાહમાં હા ગાળીયું; બુઢ્ઢાપણું આવી રહ્યું ચિંતા તણા ચોગાનમાં, હા-હા–ગયું પુણ્ય પ્રાપ્ત ત્હારૂં, મનુષ્યપણું બેભાનમાં. ॥૫॥ પાંડુ થયા સહુ કેશ સુંદર, ભ્રષ્ટ થઇ દંતાવળી, ચક્ષુ તણી ક્ષીણતા બની, અન્યેન્દ્રિયો પણ

ગઈ ગળી; સહુ હાડ કંપે અંગના રે, લાકડી લેવાઇ ગઇ, તોયે અરે પ્રેમદા તણા આનંદ વિષે દ્રષ્ટિ રહી. ॥૬॥ તું હે ત્યજી છળ કપટ સઘળાં, મોહ માયાથી ભર્યાં, સહુ તાપ ટળશે તાહરા, જે પાપથી જીવે કર્યાં; આનંદ થશે બહુ અંતરે ને સુખ લહેરો ઉડશે, સંપૂર્ણ ત્હારી સત્વ સીમા, હર્ષથી આવી જશે. ॥૭॥

ooo::::ooo

## અમૂલ્ય તત્વ વિચાર.

(હરિગીત છંદ).

બહુ પૂણ્યકેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો, તોયે અરે ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો; સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો, ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે, કાં અહો રાચી રહો ? ॥ ૧ ॥ લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો; શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નવ

ગૃહો, વધવાપણું સંસારનું, નરદેહને હારી જવો, એનો વિચાર નહિ અહોહો! એક પળ તમને હવો. ॥ ૨ ॥ નિર્દોષ સુખ નિર્દોષ આનંદ, લ્યો ગમે ત્યાંથી મળે, એ દિવ્ય શક્તિમાન જેથી, જંજીરેથી નીકળે!! પર-વસ્તુમાં નહિ મુંઝવો, એની દયા મુજને રહી, એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત્ દુઃખ તે સુખ નહિ. ॥૩॥ હું કોણ છું? કયાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં? કોના સંબંધે વળગણા છે? રાખું કે એ પરિહરૂં? એના વિચાર વિવેકપૂર્વક, શાંત ભાવે જો કર્યા, તો સર્વ આત્મિક જ્ઞાનનાં, સિદ્ધાંત તત્ત્વો અનુભવ્યાં. ॥ ૪ ॥ તે પ્રાપ્ત કરવા વચન કોનું, સત્ય કેવળ માનવું? નિર્દોષ નરનું કથન માનો, તેહ જેણે અનુભવ્યું, રે! આત્મ તારો! આત્મ તારો! શીઘ્ર એને ઓળખો, સર્વાત્મમાં **સમદ્રષ્ટિ** ઘો, આ વચનને હૃદયે લખો. ॥૫॥

## ૨૯૦

# વિનયરૂપ મહામંત્રનો મહિમા.

[ રાગ—ધનાશ્રી ].

વિશ્વ બધું વશ થાય,<br>
　　વિનયથી વિશ્વ બધું વશ થાય. ટેક<br>
વેરી સઘળા વહાલ ધરાવે,<br>
　　ગુણકર થઈ ગુણ ગાય. વિનય૦ ૧<br>
મોહની મંત્ર અવર નહિ એથી,<br>
　　આ દુનિયાની માંય. વિનય૦ ૨<br>
ધર્મ તણું મૂળ આ મનોહર,<br>
　　જ્ઞાનનું બીજ ગણાય. વિનય૦ ૩<br>
એજ રસાયણો અંતર કેરા,<br>
　　સર્વે દોષ સમાય. વિનય૦ ૪<br>
સંત શિષ્ય સુખ સઘળાં એમાં,<br>
　　સ્વરૂપ કહિ સમજાય. વિનય૦ ૫

——:*:——

## ૨૯૧
# મહા વૈરાગી શ્રી જંબુ સ્વામીની ગરબી.

[ આભમાં ઝીણી ઝબુકે વીજળીરે- -એ રાગ ].

બોધ સુણી સુધર્મા સ્વામીનોરે, જંબુ માગે રજા કહે માય, કુંવરજી કેમ કરી સહેશો જોગનેરે. ટેક

સંજમ સહેલો છે નહિ કુંવરારે,
  કંચન કાયા જશે કરમાય. કુંવરજી૦ ૧

  પંચ મહાવ્રત છે મેરૂ તુલ્યનારે,
  જાણજે ખાંડા કેરા ખરે ધાર. કુંવરજી૦ ૨

બાવીશ પરીસા છે અતિ આકરારે,
  ખમશો કેમ કરીને કુમાર. કુંવરજી૦ ૩

સુશોભિત શ્યામ વર્ણા કેશનેરે,
  ચુંટવા ભાજી પાલાની જેમ. કુંવરજી૦ ૪

થાશે પાછળથી તને ઓરતોરે,
  કીધે મેઘકુમારે જેમ. કુંવરજી૦ ૫

ત્યાં નથી ગાદી ને ગાલમસુરીયાંરે;

નથી કાંઈ હેમ હિંડોળા ખાટ. કુંવરજી૦ ૬

માનો કુંવર કે'ણુ આ માહરૂં રે,
ઘડાશે ત્યાં પછી અવળા ઘાટ. કુંવરજી૦ ૭

ઘર ઘર ભિક્ષા માગવી દોહીલીરે,
દોહીલી શરમ તજવી ત્યાંય કુંવરજી૦ ૮

ભાવ મુનિ કહે નહિ હું શિયાળીઓરે,
થઇશ હું શાર્દૂલો સિંહ ત્યાં માય. કુંવરજી૦ ૯

આઠે સુન્દરીઓ ત્યાં આવી કહેરે,
અમને કેમ તજો પ્રાણનાથ. કુંવરજી૦ ૧૦

કુંવરજી કહે જો હોય ઘણી પ્રીતડીરે,
તો તમે ચાલો અમારી સાથ. કુંવરજી૦ ૧૧

બુઝવ્યા માતપિતા સાસુ સાસરારે,
તેમજ બુઝવી આઠે નાર. કુંવરજી૦ ૧૨

બુઝવ્યા પ્રભવાદિક સહુ ચોરનેરે,
લીધો પ્રભાતે સંજમ ભાર. કુંવરજી૦ ૧૩

દિક્ષા લઈને કર્મ ખપાવીઆંરે,
પહોંચ્યા શિવપુર પાટણમાંય. કુંવરજી૦ ૧૪
ભાવ ધરી ભાવાપુર બંદરેરે,
મુનિ વિનયચંદ ગુણ ગાય. કુંવરજી૦ ૧૫



## ગુરૂ પધારતા હોય તે સમયનું ગીત.

(રાગ–મારો ચાંદલીયો ઉગ્યોને હરણો આથમીરે).

હું તો જોઇ રહીતી વ્હાલા ગુરૂની વાટરે,
આનંદી ગુરૂ આવીયારે. ટેક.

મારા ઘટડામાં આનંદ ઘુંટાય છેરે,
હૈયા માંહે હરખ નવ સમાયરે.
આનંદી ગુરૂ૦ ૧

મારા પંડિતજી ગુરૂ પધારીયારે,
જેના દર્શનથી ભૂખ અને દુઃખ જાયરે.

આનંદી ગુરૂ આવીયાં રે. ૨

હું તો ઉઠું રે બેસુંને થાઉં આકળીરે,
જોઉં વારે વારે ગુરૂજીની બહુ વાટરે;
આનંદ ગુરૂ૦ ૩

જ્યારે દર્શન થયાં ગુરૂ દેવનાંરે,
ત્યારે ઉડી ગયા મારા અંગમાંના ઉચ્ચાટરે.
આનંદી ગુરૂ૦ ૪

જેના શિષ્ય તે સુંદર ગુણે શોભતારે,
ભણાવીને કર્યા ગુણના ભંડારરે.
આનંદી ગુરૂ૦ ૫

પોતે છુટયા વળી બીજાને છોડાવીયારે,
ગુરૂ તરણ અને બીજાના તારણહારરે.
આનંદી ગુરૂ૦–૬

દયાવંત એ દિનમણિ સમ દીપતારે,
સ્વામી શીતળ છો સોમના સમાનરે.
આનંદી ગુરૂ૦ ૭

આઠ કર્મરૂપ અરિને મારી હઠાડવારે;
ધારી રાખે નિત્ય ધર્મનું ધ્યાનરે.

આનંદી ગુરૂ૦ ૮

પોતે ભણી ગણીને બીજાને ભણાવવારે,
રૂડું મેળવ્યું છે ગુરૂએ જ્ઞાનરે.

આનંદી ગુરૂ૦ ૯

સાચા સંત મતિવંત તણા સુબોધથીરે,
સંત શિષ્ય તજ્યું સદા અભિમાનરે.

આનંદી ગુરૂ૦ ૧૦

---

૧ આ અનિત્ય દેહથી જેટલી તપશ્ચર્યા, જ્ઞાન, ધ્યાન અને પરોપકારાદિ બની શકે તે કરી લેવું એમાંજ આ માનવ દેહનું સાર્થકપણું છે.

૨. મનુષ્ય જન્મમાં જો કર્ત્તવ્ય સિદ્ધિ કરી લેવામાં આવતી નથી તો પછી હાથમાં આવેલો હીરો ગુમાવવા જેવું થાય છે.

# પર્યુષણ પર્વનો મહિમા.

## ( મામેરાની દેશી ).

સુણો સ્નેહે સકળ નરનારીઓ,
રૂડા પર્વ તણો મહિમાય;
દેવાદિ પણ ચ્હાય. પર્યુષણ આવીયાં૦ ૧

પહેરી વસ્ત્રાભૂષણ અતિ શોભતાં,
માનો આજ ઉછરંગનો દિન;
થાઓ અતિ લીન—પર્યુષણ આવીયાં૦ ૨

રમવા જમવાના પર્વ દિવસ ઘણાં,
આવા ધર્મ કાર્યના દીન અષ્ટ;
છુટે કર્મનાં કષ્ટ—પર્યુષણ આવીયાં૦ ૩

અતિ ઉમંગે જાઓ ઉપાશ્રયે,
વંદો સાધુજીને સહુ સાથ;
જોડી દોનું હાથ—પર્યુષણ આવીયાં૦ ૪

સુણો વ્યાખ્યાન વાણી વિવેકથી,
રૂડું લેઈ સામાયિક વ્રત;
તજો દુષ્ટ કૃત્ય—પર્યુષણ આવીયાં૦ ૫

કરો પોસહ પ્રતિક્રમણ પ્રીતથી,
વળી દસમું વ્રત ઉચીત;
બની શકે નિત્ય—પર્યુષણ આવીયાં૦ ૬

અતિ ઓછામાં ઓછા કરવા કહ્યા,
ઉપવાસો એકંદર ચાર;
ધરી અતિ પ્યાર—પર્યુષણ આવીયા૦ ૭

પાળો વ્રત શિયળ અતિ શોભતું;
ખાંડણ પીસણનો પ્રતિબંધ;
એમાં દયાનો સંબંધ—પર્યુષણ આવીયા૦ ૮

વ્રત નિયમ લેવાં વિધવિધનાં,
જેથી પુન્ય પ્રકૃત્તિ બંધાય;
ભવાબ્ધિ તરાય—પર્યુષણ આવીયા૦ ૯

પર્વ પર્યુષણનો મહિમા ઘણો,
પ્રતિક્રમણ કરો ધરી પ્રીત;
ક્ષમા તણી રીત—પર્યુષણ આવીયાં૦ ૧૦

ક્ષમા માગે નાના ને મોટા તણી,
બોલ્યું ચાલ્યું કરો સહુ માફ;
ધોવાય છે પાપ—પર્યુષણ આવીયાં૦ ૧૧
આવો લ્હાવો લેશે નર નારીઓ,
ધન્ય જન્મ છે તેનો નિઃશંક;
કહે મોતી રંક—પર્યુષણ આવીયા૦ ૧૨

——*——

## બળભદ્ર મુનિની સજ્ઝાય.

માસખમણને મુનિવર પારણે રે,
આવ્યા છે નગરી મોઝાર રે;
મન મોહ્યું રે તુંગીયાપુર નગર સોહામણું રે. ૧
આરે નગરીમાં જાશું ગોચરી રે,
આરે નગરીનો લેશું આહાર રે. મન૦ ૨
ઘરેથી રંભા પાણી સંચર્યાં રે,
સાથે છે બાળુડો રખવાળ રે. મન૦ ૩

ઘડાની પેરે બાળક ફાંસીઓ રે,
ઉતાર્યો કુવા મોઝાર રે; મન૦ ૪
ધનધન મુનિ તારા રૂપને રે,
થઈ છે કંઇ બાળુડાની ઘાત રે. મન૦ ૫
ધીક ધીક બાઈ મારા રૂપને રે,
થઇ છે કંઇ પંચેંદ્રિની ઘાત રે; મન૦ ૬
આરે નગરીમાં નહીં જઉં ગૌચરીરે,
આરે નગરીનો નહીં લઉં આહાર રે. મન૦ ૭
વનમાં મળશે તો લેશું ગૌચરી રે,
નહીં તો જાવ જીવના નીમરે. મન૦ ૮
ત્યાંથી તે મુનિવર સંચર્યાં રે,
આવ્યા છે અટવી મોઝારરે. મન૦ ૯
સુતાર બેઠો ઘડે લાકડા રે,
સુતારણ લાવી છે ભાતરે. મન૦ ૧૦
સુતાર મૃગલો મુનિવર ત્રણે જણારે,
બેઠા છે આંબાની હેઠ રે. મન૦ ૧૧

સુતાર બેઠો ભાવે ભાવના રે,
કેવા છે સુતારના ભાવ રે. મન૦ ૧૨
વાયા છે ઉત્તર દક્ષણના વાયરારે,
ભાંગી છે આંબલીયાની ડાળ રે. મન૦ ૧૩
સુતાર મૃગલો મુનિવર ત્રણે જણારે,
પહોંચ્યા છે પાંચમે દેવલોક રે-
મન મોહ્યું રે તુંગીયાપુર નગર સોહામણું રે.

———:———

## શ્રી મહાવીર સ્વામીનું પ્રભાતીઉં.

સિદ્ધારથ રાયના બેટડા ને ત્રિસલાદેવી માત, એવા પ્રભુજીના નામ લેતાં, ભવના પ્રાયશ્ચિત જાય. બીજાને શીદ ભજો છો, ભજો તો મોટા છે મહાવીર. ॥ ૧ ॥ પ્રભુજીના નામ તો કલ્પવૃક્ષ ને ફળીયા છે તતકાળ, વહોરાવ્યા અડદના બાકુળા ને તાર્યાં ચંદન-બાળ. બીજાને૦ ૨. ત્રીસ વરસ ઘરમાં રહ્યાં

ને લીધો સંજમ ભાર; બોંતેર વરસનું આવખું ને પહોંચ્યા છે નિરવાણ. બીજાને૦ ૩. ગૌતમ નામે ગામ ભલાને, વીચરતાં ભગવાન; તરણ તારણ વીતરાગ દેવ, એ તો મોટા છે મહા-વીર. બીજાને૦ ૪. દુનીયા આવી વાંદવા ને, ત્રણ ભુવનના નાથ; કરણી કરીને મોક્ષ સીધા-વ્યા વર્ત્યો જય જયકાર. બીજાને શીદ ભજો છો, ભજો તો મોટા છે મહાવીર.

---

## પદ્માવતીનો છંદ.

卐—::::—卐

શ્રી પારસ પ્રભુતા સહીતી ગીરીમાં મહીતર મહીમાં વિસ્તરણી, ધરણીધર રાણી તું જગ જાણી ભવીજન પ્રાણી ભય હરણી; જીન શાસન જયકારી સમકિત ધારી તું સાચારી

શીયળવતી, સંતોષ્ટા ભવમેં દેવી પદમેં માત
ગીરીમે જૈનમતી. ॥ ૧ ॥ નાગણુ સમ કાળી
જીત કરવાણી, ઝાક ઝમાળી વેણુવતી; જીન
મીનક પોળી સંથો કુલી અડવ અમોળી શીર
ધરતી. ॥ તીલકનિક ભાળી પીયલ હાળી
ભુક્ષણુ ચાલી ભાગ્યવતી, સંતોષ્ટા ભવમેં
દેવી પદમે માત ગીરીમે જૈનમતી. ॥ ૨ ॥
કર કર ભુંજ ડંડીત મંડીત મુંડી ગંભીર
ઉંડી નાભી ભરી ॥ ઉર ઉનતી સરા કંચુક
ધારા વીલ સીલ હારા કોસ ધરી ॥ કડમે
ખલ ધરણી હરી કટી હરણી ઝાંઝર ચરણી
હંસવતી, સંતોષ્ટા ભવમેં દેવી પદમે માત
ગીરીમેં જૈનમતી ॥ ૩ ॥ કંચન સમ વરણા
સકલ આભરણા શીતલ કરૂણા સોમ મુખી;
ગલ્લો ભતિ ઉત્પલ કરણે કુંડલ જીત રવિ
મંડલ કમલાક્ષી ગગના ગણુ ગણી વિક્ષન

નેંણી અવિચલ વેણી પ્રીય મુખી ાા સંતો-
ષ્ટા ભવમે દેવી પદમે માત ગીરીમે જૈનમતી.
ાા ૪ ાા નાસા અણીઆળી અધર પ્રવાળી
જીભ રસાળી નીરદોષી, દાડમ કણુ દંતી
મધુર લપંતી જીન ગુણુ ચુગુતી તારણુતી ાા
જીનકી નરવાદી સુરપરણુાદી જીન ચુણુ અહે
લાદી રાગ્યવતી; સંતોષ્ટા ભવમેં દેવી પદમે
માત ગીરીમે જૈનમતી ાા ૫ ાા પુષ્પા ભ
વસ્ત્રે રૂપ વિચિત્રે રાજીત છત્રે રાજમતિ
હુસ્તા યુધમાના કર કટી આના માન સુપાન
પુન્ય વતી, જે પહેરે પટોળી ચરણા ચોળ
તીલક લોળી સંચરતી; સંતોષ્ટા ભવમેં દેવ
પદમેં માત ગીરીમે જૈનમતી. ાા ૬ ાા વર
ઈશ્ચિત કામા પ્રીર ગમ ગીરીમાં ગુરૂ લ
અણુંમાં શક્તિ મતી, ચંપક ગર કસનાગ
ચંદન કેસર દીપ મનોહર ભોગવતી, ચિંતા

મણી મંત્રે વસ કરી યંત્રે હોમ પવિત્રે ત્રપ-
તિ નથી; સંતોષ્ટા ભવમેં દેવી પદમે માત
ગીરીમે જૈનમતી. ।। ૭ ।। જે હું મનલખ
વાસી તવ ગુણ રાચી નગન કુંભાસી પુરણ
મતી, તુજ વીણ નવ જાચું માનો સાચું
દેવર જાચું દાન મતી, આવી અવતરજે મેહે-
રજ કરજે સમરી દીજે સારમતી; સંતોષ્ટા
નવમેં દેવી પદમે માત ગીરીમે જૈનમતી.
।। ૮ ।। નીજ સેવકને હેજે વંછીત દીજે હેજ
કરીજે હેજવતી, સંતાન વધારે દુકત વારે
ધરમ સચારે ધીર્યવતી સો જોજન મનરંજે
દુરજન ગંજે ભાવઠ ભજે કામ દુગી; સંતોષ્ટા
ભવમેં દેવી પદમે માત ગીરીમે જૈનમતી
।। ૯ ।। જે દીવ સાગર પડીઆ બંધન જડી-
આ, આચુ કડીઆ ઉર્ધવણી હસ્તી હરવ્યા

ઘણી વીખધર સાપણી સાકણી ડાકણીની ગ્રહણી, દુષ્ટા ભય હરણી ક્ષુદ્રા વરણી રક્ષા કરણી માન સતી; સંતોષ્ટા ભવમેં દેવી પદમે માત ગીરીમે જૈનમતી ॥ ૧૦ ॥



## પ્રભાતીયું.

ચુંપ કરી તમે ચેતો રે પ્રાણી,
આ અવસર બહુ રૂડો રે;
પછી તમે ઘણી ઝુરણા કરશો,
જીમ પિંજરમાં સૂડો રે. ચુંપ. ૧

સવેળાએ સંભારતા નથી,
કાંઈ કરો ખોટાઇ રે,
કાળ આવીને કંઠજ ઝાલશે,
નગરી જાશે લુંટાઇ રે. ચુંપ. ૨

રત્ન ચિંતામણિ હાથમાં આવ્યો,
પારખું કરીને જુઓ રે;
મ્હોટા પદનો મનખો પામી,
હાથે કરી કાંઈ જુઓ રે. ચું'પ. ૩
દોહીલા માંહી દોહીલો પામ્યો,
માનવનો અવતારો રે;
નવ ઘાંટી ઉલ્લંઘીને આવ્યો,
ન રહી મણા લગારો રે. ચું'પ. ૪
આળ પંપાળ સવિ છોડી દેજો,
એક પ્રભુ ધ્યાન રાખો રે;
કુડી માયામાં શું લલચાઓ,
વિષ મુકી અમૃત ચાખો રે. ચું'પ. ૫
ખોટી માયામાં ખોટી રે થાવું,
શાને મરો છો દોડી રે;
અંત સમય કુછ કામ ન આવે,
સાથ ન આવે કોડી રે. ચું'પ. ૬

માલમત્તા જે મિલી છે અધિકી,
તે સવિ રહેશે આંહી રે,
કહે રામજી આંહીથી ભૂલ્યો,
તેનું ઠેકાણું નથી ક્યાંહી રે ચું'પ. ૭

——:*:——

## પંચ પરમેષ્ટિના ૧૦૮ ગુણ વિષે.

( છપ્પય છંદ ).

———

અરિહંત ગુણ બાર, અષ્ટ સિદ્ધના જાણો;
આચાર્ય છત્રીસ, પચીસ ઉવજ્ઝાય પ્રમાણો.
સત્યાવીશ ગુણ સાધુ, જપતાં જય પામી જે;
શત ઉપર ગુણ અષ્ટ, ભાવ ધરીને નમી જે.
સર્વ મળીને જાણીએ, એકસો આઠે ગુણ થયા;
શામ મુનિ કહે સમરતાં, ભવોભવ પાતિક ગયાં.

## ૩૦૮

# ક્ષમાપના.

## ( ભુજંગી છંદ )

—*—

ખમાવું બધા જીવને આજ પ્રીતે,<br>
ખમો તે બધા મુજને સર્વ રીતે;<br>
બધા જીવમાં મિત્રતાને પ્રસારૂં,<br>
નથી કોઇ સાથે હવે વેર મારૂં.<br>
બધા વિશ્વનું થાવ કલ્યાણ આજે,<br>
બનો સજ્જ સૌ પારકા હિત કાજે;<br>
બધા દૂષણો સર્વથા નાશ પામો,<br>
જનો સર્વ રીતે સુખો માંહિ જામો.

ॐ शांतिः शांतिः शांतिः



આ પુસ્તક મળવાનું ઠેકાણું:-

**પરીખ ભોગીલાલ જમનાદાસ**

સારંગપુર, તળીયાની પોળ, પરબડીના

ખાંચે—**અમદાવાદ.**

—*—

આ પુસ્તકના બહોળા ફેલાવા સારૂ તેની પડતર કીંમત કરતાં લગભગ અડધી રાખી છે, તેથી પ્રભાવના સારૂ અથવા ભેટ આપવા મંગાવનારને આ ચોપડી અઢી આનાની કીંમતથી આપવામાં આવશે.

બહારગામવાળાઓએ ટપાલ ખર્ચ જુદું આપવું પડશે.

—પ્રકાશક